# બ્રિટિશ શાળા માટે ત્રિવેદિ વાચનમાળા.

# પુસ્તક ચોથાના અર્થની નોટ.

### પાઠ ૧.

પાટવી કુંવર=યુવરાજ; ગાદીના વારસ
દેવલોક પામ્યા=સ્વર્ગવાસી થયાં
મરણક્રિયા=મરણ પાછળની વિધિ
કૌતુકથી=અજાયબીથી; જાણવાની ઇચ્છાથી.
ખીસા ખર્ચ=મજાના ખરચ; હાથ ખરચ
શિલિંગ=બાર પેન્સનો રૂપાનો સિક્કો
નોંધપોથી=સ્મરણ પોથી
નોંધ=યાદદાસ્તને માટે જે લખી રાખવું તે
વહાલસોયા=હેતાળ; માયાળુ
કોશીશ=યત્ન
દેખરેખ=તપાસ; સંભાળ
હેતુથી=મતલબથી; ઇચ્છાથી
જોડીદાર=બરાબરીઆ; સાથી
સાવચેતી=સંભાળ
ક્રિકેટ=બૉલબૅટ
રસ=મઝા; આનંદ
જગજાહેર=દુનિયામાં જાણીતી
જિગર=હૈયું; મન
તલપી રહ્યું=તૈયાર થઇ રહ્યું
ઉશ્કેરાયું=લાગણી થઈ
તંદુરસ્તી=સુખાકારી
બક્ષો=આપો; બક્ષીસ કરો

સવાલ—આપણા પાટવી કુંવરનું નામ શું છે? પાટવી કુંવર એડ્વર્ડની વહાલસોયાપણાની વાત કહો. એમને ઘરની સારી કેળવણી મળી હતી તેનો દાખલો આપો. એમની દેશ સેવાની વાત કહો.

સાર—પૈસાનો સારો ઉપયોગ કરવો.

પાઠ ૨.

અતિ લોભ તે પાપનું મૂળ=ઘણો લોભ કરવાથી આપણી પાસે હોય છે તે પણ જાય છે, એટલે ઉલટું દુ:ખ આવી પડે છે અને તેથી પાપ કરવાનું સુઝે છે.

અતિ લોભ=ઘણો લોભ

અતિ=ઘણો

ગરીબાઇ=નિર્ધનપણું; દળદર

સાલતી=બહુ દુ:ખ દેતી

વિખૂટા=જુદા

કપરૂં=અઘરૂં; મુશ્કેલ

ઉજ્જયિની=માળવાની રાજધાની; ઉજ્જન

વિશુદ્ધ=વધારે ચોકખું; નિર્મળ; પવિત્ર

મહાકાલેશ્વર=એ નામના મહાદેવ. મહાદેવના બારલિંગમાંનું એક લિંગ

યોગી=તપસ્વી

મઠ=આશ્રમ

પ્રસન્ન=ખૂશ; રાજી

જાદુઇ=ચમત્કારી

વાટ=લોઢાનો પારો

હિમાલય=બરફનું ઠેકાણું એ હિંદુસ્તાનની ઉત્તરમાં છે.

કીમતી=અમૂલ્ય

દળદર=ગરીબાઇ

ફીટશે=દૂર થશે

ખાણ=જમીનમાંથી ધાતુ વગેરે કાઢવા માટે ખોદેલો ખાડો

ફીટે=મટે; જાય

રત્ન=જવાહીર; હીરા, માણેક, લીલમ વગેરે

ચક્ર=દુ:ખનું ચક્કર

છાતીફાટ=ઘણુંજ

કુબેર ભંડારી=દેવોના ભંડારી; ધનનો દેવ

ખજાનો=દોલત

ઝુડ=બલા; વળગણ

છૂટકો=નિકાલ

વળે=ફાવે; સુધરે

મૂળ=મુળીઉં; મંડાણ

હદપાર=જોઇએ તે કરતાં વધારે

સવાલ-૧) અતિ લોભ તે પાપનું મૂળ એમાં શું સમજ્યા ? સ. ૨) ચાર બ્રાહ્મણપુત્રોની વાત કહો. સ ૩) આ વાતમાંથી શો બોધ લીધો ?

સાર-હમેશાં ઘણો લોભ કરવો છોડી દો, અને બની શકે તેવી ઇચ્છા રાખો, જે માણસો ઘણો લોભ રાખે છે, તેના માથા પર દુઃખનું ચક્કર ફર્યા કરે છે.

જંગલમાં વાઘ અને હાથીની સાથે રહેવું સહેલું છે, સગાં વહાલાં છોડીને રહેવું પણ સહેલું અને સગડવાળું છે; ખરેખર કાંટાવાળા રસ્તા પર ઘાસ પર સૂવું એ સુખ આપનારું છે, પણ ભાઇઓમાં-ભાઇબંધોમાં પૈસા વગરના રહેવું એ સહેલું નથી.

પાઠ ૩.

મહારાણા=મોટા રાજા
સિસોદીઆ=રજપુતનું એક કુળ
બળવાન=જોરાવર ; જબરો
મેવાડ=એ રજપુતસ્થાનમાં છે
અદલ=વાજબી
ઇનસાફી=ન્યાયી
તફાવત=ફરક ; ભેદ ; ફેર
ઓહ્દો=પદવી ; જગા
પક્ષમાં=તરફેણમાં
જયપુર=જેપુર. અહીંનું સંગ્રહસ્થાન તથા ઘરની બાંધણી જોવા લાયક છે.
નમ્યું આપ્યું નહોતું=કદી નમ્યા નહોતા
ખૂચતી=સાલતી; મનમાં ખટક્યા કરતી
અપમાન=ગેર આબરૂ ; અપકીર્તિ ; તિરસ્કાર
તક=લાગ ; દાવ
માનીતો=વહાલો ; પ્રિય
અરસામાં=વખતે
મહેમાનગીરી=પરોણાચાકરી ; પરોણાગત
સલીમ=જહાંગીર
શુરાતન=શૌર્ય ; બહાદુરી
દેશાભિમાન=દેશને માટે લાગણી; દેશનું અભિમાન
રણમાં=યુદ્ધમાં ; લડાઇમાં ;
પાછી પાની કરવી=પાછા હઠવું ; નાસી જવું

હલદીઘાટ=એ નામનું મેદાન અરવલીના ડુંગરમાં આવેલું છે
અરવલીના ડુંગર=એ આબુ પર્વતની ઉત્તરમાં આવેલા છે
જાણીતું=પ્રખ્યાત; નામીચું
રણધીર=લડાઇમાં ધીરજથી લડનારા
મુજ=મારા
અંગતણા=શરીરના
શણગાર=ભૂષણ; ઘરેણાં
વીરા=માઈ
શૌર્ય=શુરાતન; બહાદુરી
ગુલામ=તાબેદાર
પરાધીન=પારકાને તાબે; પરવશ
શિશોદિય નામ=સિસોદીયા કુળનું નામ
ઝળકાવો=ચળકાવો; સારીપેઠે વાપરો
તમ=તમારી
ઘૂમો=મહાલો
ધસ્યો=ધુસ્યો

**સમજુતી—હે** લડાઇમાં ધીરજથી લડનારા, મારાં શરીરના ભૂષણ એટલે મને શોભાવનારા બાવીસ હજાર શૂરા રજપુતો, અરે હલદીઘાટે ચાલો ભાઇઓ શું શુરાતન ગયું છે! શું રજપુતો ગુલામ થશે? મેવાડ પરતંત્ર થશે? શું સિસોદીઆ કુળનું નામ જશે? નહિ, નહિ, નહિ, લડાઇમાં ચાલો, અને તમારા હથિયાર સારી રીતે વાપરો. અરે બાવીસ હજાર શૂરા પ્રતાપ રાણા સાથે ઘૂમો.

સવાલ ૧) ઉદેપુર કોણે વસાવ્યું? ઉદયસિંહના પુત્રનું નામ શું? સ. ૨) અકબરે હિંદુઓનો પ્રેમ કેવી રીતે મેળવ્યો? સ. ૩) અકબરની સાથે પ્રતાપે કન્યા આપવાની ના કહી તેનું વેર લેવાને અકબર તક શોધતો હતો એવામાં કયો બીજો બનાવ બન્યો? સ. ૪) અકબર ને પ્રતાપ વચ્ચે કયાં આગળ લડાઇ થઇ? સ. ૫) પ્રતાપે પોતાના લશ્કરને શુરાતન ચઢાવ્યું તે કવિત બોલો.

## પાઠ ૪.

છલંગ=ફાળ; કુદકો
નાગી=ઉઘાડી; ખુલ્લી
તૂટી પડયા=એકદમ હલ્લો કર્યો
તરવારનો સ્વાદ ચખાડવા=તરવારથી

મારી નાખવા
ભાલો=વાંસની અંદર ઘાલેલું લોઢાનું ફળું; બરછી
ઘા=જખમ
નીક=મોરી
ખાતર=માટે; વાસ્તે; લીધે
ઘાયલ=જખમી
જય=જીત
ચેતક=પ્રતાપના ઘોડાનું નામ છે.
ફૂલપાટ=ઘણા જોરથી; પુરેપુરા જોરમાં; પુરજોસમાં
પણ=બાધા; નિયમ; અમુક કામ કરવું એવો પાકો વિચાર
પણ લીધું= આમ કરવુંજ એવો મક્કમ વિચાર કર્યો.
ઘુમ્મર=ચક્કર; ફેર; ચકરી
નિમકહલાલ=ખાધેલાનો બદલો વાળી આપનાર
ચેતકકા=ચેતકનો
ચબુતરો=ચોતરો

સવાલ ૧) પતાપ રણક્ષેત્ર છોડી ક્યારે ચાલ્યો ગયો? સ. ૨) પ્રતાપના છોકરાનું નામ શું ? સ. ૩) ચેટક જે જગાએ મરણ પામ્યો ત્યાં પ્રતાપે શું બંધાવ્યું ?

## પાઠ ૫.

કમલમેર=ઉદેપુર મોગલના હાથમાં ગયા પછીની પ્રતાપે ડુંગરમાં બનાવેલી રાજધાની
હાથમાં=તાબામાં
ગુફા=પહાડની પોલાણ
જંપવા=સુખેથી બેસવા
આફતો=દુઃખો
અચળ=ડગે નહિ એવો; દૃઢ
એબ=લાંછન; બટ્ટો; ડાઘ
ટળવળવા=તરફડીઆ મારવા
સ્નેહાળ=પ્રીતિવાળા; હેતાળ; માયાળુ
દેખાવ=બનાવ; દ્રશ્ય
પાર રહ્યો નહિ=ઘણોજ થયો
બિકાનેર=વિકાનેર. અહીંની સાંઢણી વખણાય છે.
બનાવટી=ખોટો; તરકટી
ખાતરી=નિશ્ચય; સાબિતી
ઉશ્કેર્યો=ચઢાવ્યો
વીરને=બહાદુરને
મુશીબતોમાં=મુશ્કેલીમાં

રાજ મહેલનું સુખ=રાજ મહેલની મોજમઝા
અતિ કંગાલ=ઘણીજ ગરીબ
હાલત=દશા; સ્થિતિ
ઝીલી લેવા=ઉઠાવવા; તે પ્રમાણે કરવા
ખડા=હાજર
સાંસા=ફાંફાં, તંગી; વાંધા
હૈયું પીગળે=મન નરમ થાય; મનમાં દયા ઉપજે
વજીર=પ્રધાન
દોલત=પુંજી
નિભાવી=ચલાવી; ટકાવી
ઉદારતા=સખાવત
જમાવ્યું=એકઠું કર્યું
હુમલો=હલ્લો
અમર=કાયમ; અચળ

સવાલ ૧) પ્રતાપે અકબરને પત્ર લખી નમવાનો વિચાર શા કારણથી બતાવ્યો ? સ. ૨) પ્રતાપને નમવાનો વિચાર કોણે ફેરવ્યો? સ. ૩) પ્રતાપને પૈસાની મદદ કોણે કરી ? સ. ૪) પૈસાની મદદ મળવાથી પ્રતાપ શું કરી શક્યો ?

સાર––ધીરજવાળા માણસો દુઃખથી ડરી જઈને સુખ મળવાથી ધારેલો વિચાર ફેરવતા નથી.

## પાઠ ૭.

દેશી રાજ્યો=દેશનાજ માણસનાં રાજ્યો
નજર=નીઘા; ધ્યાન; લક્ષ
ગરજ સારે છે=કામ કરે છે
હાથીના ચાવવાના જુદા ને બતાવવાના જુદા=હાથીના દાંત ચાવવાના જુદા છે અને દેખાડવાના જુદા છે. માણસ કહે કંઈ, ને કરે કંઈ, ત્યારે એ કહેવત વાપરવામાં આવે છે
હાથીદાંત=દંતુશળ

સવાલ ૧) હાથીના શરીરનું વર્ણન કરો. સ. ૨) હાથીની સૂંઢ તેની કઈ કઈ ગરજ સારે છે? સ. ૩) સૂંઢનો ઉપયોગ કહો. સ. ૪) હાથી નામ પાડવાનું કારણ શું ? સ. ૫) હાથીના દાંત ચાવવાના જુદા ને બતાવવાના જુદા એ કહેવત કેમ પડી અને એ કહેવતનો ઉપયોગ માણસો ક્યારે કરે છે ? સ. ૬) હાથીદાંતનું શું શું બને છે ?

## પાઠ ૮.

જોદ્ધા=લડવૈયા; યોદ્ધા
પાયદળ=પગે ચાલી લડનાર સિપાઇઓનું લશ્કર; પેદળ
તવંગર=ધનવાન; પૈસાદાર
હોદ્દો=છત્રીવાળી અંબાડી
અંબાડી=હાથી ઉપર બેસવા માટે બનાવેલી બેઠક
મહાવત=હાથીને હાંકનાર
અંકુશ=હાથીને કબજે રાખવાનું લોઢાનુ અણીદાર હથિયાર
લમણાં=આંખ અને કાનની વચ્ચે આવેલા ભાગ
મદ=હાથીના લમણામાંથી ઝરતો સુગંધીદાર રસ
માતેલો=જબરો; પુષ્ટ
મળતાવડું=હળી જાય એવું; માયાળુ
તેજદાર=તીવ્ર; તીણી ઝીણવટવાળી
યાદદાસ્ત=સ્મરણ શકિત
જંપ=નિરાંત; ઠરીને બેસવું તે
હચમચાવી=હલાવી
રમતીઆળ=મન રમતમાંજ હોય એવા
ચોંકયો=બીધો; ડર્યો
મુશીબતે=મુશ્કેલીથી; ઘણી મહેનતે
શાણું=ડાહ્યું
સમજુ=સમજણવાળું; સમજદાર

સવાલ ૧) હાથીનો ઉપયોગ ગણાવો. સ. ૨) હાથીના હાંકનારને શું કહે છે? મહાવત હાથીને શા વડે કબજે રાખે છે? સ. ૩) હાથીને મદ કયાંથી અને કયારે ઝરે છે? સ. ૪) હાથીના ગુણ ગણાવો. સ. ૫) હાથી રમતીઆળ છે એમ શા ઉપરથી કહો છો. સ. ૬) હાથી શાણું ને સમજુ પ્રાણી છે તે દાખલો આપી સમજાવો.

સાર—( ૧ ) કરેલો ઉપકાર ભૂલવો નહિ. (૨) રમતીઆળ થવું નહિ.

## પાઠ ૯.

ઉપયોગ=ખપ; વાપર; જરૂર
કાર્ય=કામ
નક્કર=ઘન; સંગીન
પ્રવાહી=રેલો ચાલે એવા
પારદર્શક=જેની આરપાર જોઇ

શકાય એવું
છિદ્ર=કાણું
વાદળી=દરિઆઇ પ્રાણીનું કાણાં કાણાંવાળું ઘર

સવાલ ૧) નક્કર ને પ્રવાહી પદાર્થમાં શો ફેર છે? સ. ૨) નક્કર ને પ્રવાહી પદાર્થનાં નામ આપો. સ. ૩) પાણીને પોતાનો આકાર નથી તે પ્રયોગથી સમજાવો. સ. ૪) પારદર્શકનો અર્થ કહો અને એનાથી ઉલટો શબ્દ કયો? જ. અપારદર્શક સ. ૫) પાણીમાં પદાર્થ ઓગળી જવાનું કારણ સમજાવો.

### પાઠ ૧૦.

ગંદકી=ગદવાડ
કટ્ટો=ખરો; જબરો
તમીએત=શરીર
આરોગ્ય=સુખાકારી; તંદુરસ્તી
છિદ્રાળુ=કાણાંવાળું; છિદ્રોથી ભરેલું
ઝાપટું=જોસબંધ વરસાદનું થોડો વખત આવી રહી જવું તે
થર=પડ
ખરાબા=પાણીમાંના ઉંચા ટેકરા
બેટ=ટાપુ; જેની ચારે બાજુ પાણી ને વચમાં જમીન હોય તે
મુખ=નદી જ્યાં આગળ દરીઆને મળે છે તે જગો
ફાટ=ચીરો
ખીણ=બે પહાડ વચ્ચેની નિચાણ જગો
પ્રવાહ=વહેણ; રેલો
ચોસલાં=ગચીઆ

સવાલ ૧) પાણીનો ઉપયોગ ગણાવો. સ. ૨) ગંદકીનો શત્રુ કોણ? સ. ૩) નદીના મુખ આગળ ત્રિકોણાકાર બેટ બને છે તેનું કારણ શું? એ બેટમાં કયો પાક સારો થાય છે? સ. ૪) નદીના મુખ આગળ ત્રિકોણાકાર પ્રદેશ બને છે તેને શું કહે છે? જ. ૪) ડેલ્ટા. સ ૫) ખીણ એટલે શું અને તે ખીણ કેવી રીતે બને છે? સ. ૬) રેતી શી રીતે બની હશે?

### પાઠ ૧૨.

ગરુડ=મોટું જબરું પક્ષી; પક્ષીનો રાજા

શિકારી=શિકાર કરનાર
ભયંકર=બિહામણું
દાખલા=પુરાવા; સાબિતી
મોજૂદ=હાજર; તૈયાર; મળી આવે એવું
તરાપ મારે છે=એકદમ ઝપટ લગાવે છે
તીણી=ચંચળ; ચાલાક
સડપ દઈને=ઝડપથી; તરતજ; એકદમ
એકાંત=વસ્તી વગરની જગા
ખો=ખરાબ ટેવ
કોશીશ=યત્ન; મહેનત
તેજમાં=પ્રકાશમાં
ગંધ=વાસ
ચકચકિત=તેજસ્વી
જોડકામાં=જોડમાં; નર માદા ભેગા
ટોચ=શિખર; ઉપલો ભાગ
અજબ=નવાઈ જેવી; અદ્‌ભુત
બંધિયાર=બંધ; જવા આવવાના રસ્તા વગરની
માળામાં=ફાંસામાં;
ગુંગળાઈને=અકળાઈને; ગભરાઈને
શ્વાસ ન લેવાવાથી

સવાલ ૧) શિકારી પક્ષી ગણાવો. સ. ૨) આકાશનો રાજા કોણ? વનનો રાજા કોણ? પક્ષીઓનો રાજા કોણ? સ. ૩) ગરુડના પંજા જબરા ને આંખ મોટી હોય છે તેથી તે શું કરી શકે છે? સ. ૪) શિકારની સાથે ગરુડ હંમેશ ફાવી શકતું નથી તેનો દાખલો આપો. સ. ૫) ગરુડના શરીરનું વર્ણન કરો. સ. ૬) ગરુડ કેવી જગામાં રહે છે ને કોની સાથે રહે છે? સ. ૭) એ માળો ક્યાં બાંધે છે? સ. ૮) ગરુડને પકડીને કેવી રીતે મારી શકાય છે તે સમજાવો. સ. ૯) હિંદુ લોકોએ ગરુડને કોનું વાહન માનેલું છે? જ. ૯) શ્રીકૃષ્ણ ભગવાનનું. સ. ૧૦) શિકારી પ્રાણીમાં કયો દુર્ગુણ ખાસ હોય છે? જ. ૧૦) લુચ્ચાઈનો

સાર–સુસ્તી આવે એટલું ખાવું નહિ.

## પાઠ ૧૩.

વહેમ=ખોટો વિચાર; સંદેહ
છે કેની=છે કે નહિ?

નજર=જોવાથી થતી ખરાબ અસર
કરડી=સખત; આકરી
ખોટું=બુરું; ખરાબ
વેરીલા=દુશ્મન; વેરી
ખારીલા=ખારવાળા; અદેખા; ઝેરીલા
દબાણ=દાબવું તે; જોર
માત્રા=ધાતુની રાખ. શરીરને મજબુત કરનારી દવા એવી દવા પીવાથી શરીર મજબુત થાય છે
તાંબાની માત્રા=તાંબુ મારેલું હોય તેની દવા
ઉતાર=રાંધેલું અનાજ, દીવો, સિંદુર વગેરે ઠીબમાં ભરી રોગીના માથા પર ઉતારી ચકલે મૂકવામાં આવે છે તે
ચકલું=ચાર રસ્તા ભેગા થતા હોય તે; હોળી સળગતી હોય તે જગા
કાગનું બેસવું ને તાડનું પડવું=કાગડાના ભારથી તાડ પડયો એમ માનવું તે (તાડ પડવનો થયો હોય તેટલામા તે તાડપર કાગડો બેસે ને તાડ પડી જાય તો તે કંઇ કાગના બેસવાથી થયું નથી; બે જોગ સાથે આવ્યા એટલું જ)
દોરી=સત્તા; અમલ
મંદવાડ=માંદગી
અસર=લાગણી
શુકન=સારૂં માઠું થવાની નિશાની
ફરકી=કંપી; ધ્રુજી
પરિણામ=છેવટ; અંત; છેડો
મંછા=મરજી; મનની ઇચ્છા
શંકા=વહેમ; સંદેહ
મંછાભૂત ને શંકા ડાકણ=મનની ઇચ્છા એજ ભૂત છે ને વહેમ તેજ ડાકણ
ભૂત=સંસારની કોઇ બાબતમાં જીવ ભટકયા કરે છે તે
પ્રેત=ઘણો ખરાબ ભૂત કે ઝેડ
ડાકણ=સ્ત્રી રૂપે ભયંકર ભૂત
દૃઢ=ડગે નહિ એવું; મક્કમ
વિશ્વાસ=ભરોસો
ધૂતારા=ઠગારા; છેતરીને મોહ પમાડીને લઇ જનાર
પેટ ભરવા=પોષણ કરવા; સ્વાર્થ ખાતર
ગમે તેમ=આડું અવળું; સાચું જુઠું
ભોળાં=કપટ વગરનાં
ચેતવું છું=આગળથી સમજાવું છું

સલાહ=શિખામણ
વર્તીશ=ચાલીશ; કરીશ

સવાલ ૧) તારાલક્ષ્મી અને જડાવ વચ્ચે જે વાતચીત થઇ તે કહો. સ. ૨) આ પાઠમાં જે બે કહેવત આવી તે કહો અને તેની મતલબ સમજાવો.

સારઃ—૧) ઇશ્વરનું ધાર્યું જ થાય છે. ૨) બધી દોરી-સત્તા ઇશ્વરના હાથમાં છે. ૩) વહેમ ન રાખવો. ૪) મન દૃઢ રાખવું ૫) પ્રભુપર વિશ્વાસ રાખવો.

પાઠ ૧૪.

સાહસ=જોખમ ભરેલું કામ
જંગ=લડાઇ
બ્યુગલો=રણશીંગડાં; લડાઇનાં વાજાં
યાહોમ કરીને=મરણીઆ થઇને
પડો=ઝોકાવો; ભૂસ્કો મારો; કૂદી પડો
ફતેહ=જીત
આગે=આગળ
હામ=હિંમત
ખાળે=અટકાવે
ગાળે=ગીતાવે
બહાનું=જુદું કારણ
નવ=નહિ
સરે=પાર પડે
અર્થ=મતલબ; કામ
કો કાળે=કોઇપણ વખતે
સિદ્ધિ=સફળતા; સારૂં પરિણામ
સાહસે=સાહસ વડે
બંધ=બંધન
પાખંડ=ઢોંગ; ફેલ; ફીતુર
બ્રહ્મરસ=પ્રભુ સંબંધી જ્ઞાનથી મળતો આનંદરૂપી રસ
ચખો=મેળવો; ભોગવો; પીઓ
નર્મદાદેશ=કવિ નર્મદાશંકરનો ઉપદેશ
આદેશ=આજ્ઞા; ઉપદેશ

સમજુતી—સૌ લડાઈ જીતવાને ચાલો. રણશીગડાં ફુંકાઇ રહ્યાં છે. માટે મરણીઆ થઇને એકદમ ઝુકાવો, ફતેહ આગળ છે, જીત મળશે. કેટલાંક કામ એવાં છે કે તેમાં જરા પણ વિલંબ કર્યે પર-

વડે નહિ. વહેમ ને બીક તો હંમેશાં હિંમતને અટકાવ્યાજ કરે છે. હજી વખત આવ્યો નથી, એમ કહી કહીને દહાડા પર દહાડા ગુમાવે છે, પણ માણસ એમ બહાનું કાઢયા કરે તેથી કંઇ કામ પાર પડતું નથી. એ તો ઓચિંતું પડતું નાંખવાથીજ સારૂં પરિણામ જોતાં બળ લાગે છે. માટે મરણીઆ થઇને એકદમ૦ (૧) સાહસ વડે જ્ઞાતિના બધનો ઝપાટાબંધ તોડી નાંખો. અડચણો હોય તે ઝટ ખસેડી દો. સાહસ કરીને પરદેશમાં જાઓ, બીક છોડી દો, ભય રાખો નહિ, સાહસ કરીને વેપાર કરો; ને લાખો રૂપીઆ જમા કરો–એકઠા કરો–કમાઓ. સાહસથી ઢોંગધતુરા છોડી દઇને ઇશ્વરમાં મન લગાડી તેના આનંદરૂપી રસનો સ્વાદ લો, કવિ નર્મદાશંકરનો ઉપદેશ એવો છે કે (હિંમત રાખી ન થઇ શકે એવાં કામપર પણ વળગો તો) સાહસ વડે સઘળાં દુ:ખ જતાં રહે છે–નાશ પામે છે. માટે મરણીઆ થઇને એકદમ ઝુકાવો, તો સ્નેહ આગળ છે–જીત મળશે. સૌ લડાઇ જીતવાને ચાલો (૨)

## પાઠ ૧૫.

પૂર્વે=પહેલાં; અગાઉના વખતમાં
સાવિત્રી=મદ્રદેશના રાજા અશ્વપતિની પુત્રી
મનગમતો=મરજી લાયક
નારદ=બ્રહ્માના પુત્ર; અજસુત. ઊભી ચોટલીવાળાને હાથમાં વીણા લઇ ત્રણે લોકમાં ફરનારા એક ઋષિ.
ગુણવાન=સદ્‌ગુણી
હાનિકારક=નુકસાન કરનાર
તેજસ્વી=તેજવાળો; ચાલાક
વીર=બહાદુર
ક્ષમાવાન=ગુનાની માફી આપનાર
ઉદાર=મોટા દીલને
સત્યવાદી=સાચું બોલનારો
આવરદા=આયુષ્ય; જિંદગી
ડગે=ચળે; ખસે
ફેરવવો=બદલવો
મક્કમ=દૃઢ; ડગે નહિ એવી

આશીર્વાદ=કલ્યાણ ઇચ્છવું તે વર-
દાન આપવું તે
ફાળ=ધાસકો; ધ્રીકર
સાવચેત=સાવધાન; હોશિયાર
ભયંકર=કાળરૂપ

સવાલ ૧) સાવિત્રી નામ પડવાનું કારણ શું? સ. ૨) સાવિત્રીને સત્યવાનની વાત કહો. સ. ૩) સાવિત્રીવ્રત ક્યારે આવે છે? જ. ૩) જેઠ સુદ ૧૫.

### પાઠ ૧૬.

છુટો=વીલો; વિખૂટો
કારમી=ભયંકર; નુકસાનકારક
ધ્યાનથી=ચોકસાઇથી; કાળજીપૂર્વક
દેવતાઇ=દેવલોકનો; મહાતેજસ્વી;
દેવ જેવો; અદ્ભુત
યમરાજા=જમરાજા; ધર્મરાજા; પાપ-
પુણ્યનો ઇનસાફ કરનાર
અત્યંત=ઘણીજ
પૂઠેપૂઠે=કેડે કેડે; પાછળ પાછળ
મરણક્રિયા=મુઆંની પાછળ શ્રાદ્ધ
સારવું, ક્રિયા કરવી તે
ફરજ=કર્તવ્ય
કૃપા=મહેરબાની; દયા
તથાસ્તુ=તેમ થાઓ.
ગતિ=હાલત; સ્થિતિ
પતિવ્રતા=ધણીની આજ્ઞા પાળનાર
પ્રસન્ન=ખુશ; રાજી
વાણી=બોલ
વશ=તાબે
વરદાન=માગેલું આપવું તે
પતિપત્ની=ધણીધણિઆણી; સત્યવાન
સાવિત્રી

### પાઠ ૧૭.

ઝુમ્મર=ઘણા દીવા બળે એવું કાચનું
ઝાડ
ચકમક=એક જાતનો દેવતા પડે
તેવો ચળકતો પત્થર
ઘસારાથી=ઘસીને; અથડાવીને
મેળવણી=મિશ્રણ; એકઠું કરવું તે;
સેળભેળ
ગાળે છે=રસ કરે છે
ટકાઉ=ટકે એવા; મજબુત
બીબામાં=બનાવવાના ઘાટ જેવો
આકાર જેમાં કોતરેલો હોય તેમાં
ઉત્તમ=સારામાં સારો; શ્રેષ્ઠ
ઘાટ=આકાર; આકૃતિ

છાજ=છત; સીલીંગ; મેડકના માથા પરનો ભાગ
ચહેરો=મોનો ઘાટ; સીકલ
મીસર=આફ્રિકા ખંડમાં આવેલો એક દેશ, એ અરબસ્તાનની પશ્ચિમે છે એને ઇજિપ્ત પણ કહે છે
કળા=રીત; હુન્નર
સરસ=એક જાતનો સુંદર કરતાં પણ ચીકણો પદાર્થ; જનાવરોની ખરી તથા શીંગડાંમાંથી કાઢવામાં આવતો પદાર્થ
ઓછો હાથ દઈને=પાતળો ચોપડીને
તરેહવાર=ભાતભાતના; જુદી જાતના
આરપાર=એક તરફથી બીજી તરફ
હીરાકણી=હીરાનો છેક નાનો કકડો

સવાલ ૧) કાચની જે જે ચીજો તમારા જોવામાં આવી હોય તે ગણાવો. સ. ૨) દીવાસળી નહોતી ત્યારે લોકો દેવતા શાથી પાડતા હતા? સ. ૩) કાચ કયા કયા પદાર્થની મેળવણીથી અને કેવી રીતે બનાવે છે? સ. ૪) કાચમા મુખ્ય જાત કેટલી છે અને તે કઇ કઇ? સ. ૫) ત્રણે જાતનો કાચ બનાવવાની રીત કહો. સ. ૬) ચકમકના કાચની કઈ કઇ વસ્તુઓ બને છે? સ. ૭) કાચના બધી જાતના ઘાટ કયારે કરી શકાય છે? સ. ૮) કાચના કડકા કયારે જોડી શકાય છે? સ. ૯) કાચ કયારે વાળી તથા કાપી શકાય છે? આરસાના કાચ કઇ કઈ જાતના બનાવવામાં આવે છે? સ ૧૦) કાચ શા શા ઉપયોગમાં આવે છે? સ. ૧૧) કાચ બનાવવાની કળા કયા દેશના લોકોએ પ્રથમ શોધી? સ. ૧૨) આપણા દેશમાં કાચનું શું શું બનાવે છે? સ. ૧૩) કયા દેશમાં કાચનું ઘણું કામ થાય છે? સ. ૧૪) કાગળ કાચવાળો કેવી રીતે બનાવવામાં આવે છે અને તે શું કામમાં આવે છે? સ. ૧૫) કાચવાળા કાગળનું નામ શું? જ. ૧૫) કાચપેપર સ. ૧૬) કાચના ગુણ ગણાવો. સ. ૧૭) કાચ શા વડે કાપી શકાય છે?

### પાઠ૧૮.

નિભાવ=ટકાવ; ગુજરાન
સહનશીલ=ધીરજથી દુઃખ ખમી શકે એવા સ્વભાવવાળું
બોજ=બોજો; ભાર; વજન
લાદી=પીઠ પર મૂકી
ડીફ્ડીફ્=ટુંકી જાડી લાકડીએ
નિર્દોષ=જેણે ગુનો કર્યો નથી એવું; બીન ગુનેગાર
નિર્દય=ઘાતકી; ક્રૂર
ઇજા=દુઃખ; અડચણ; હરકત
બાયલા=નામર્દ; બાયડી જેવા
સીકલ=ઘાટ; ચહેરો
બાંધો=બાંધણી; રચના
જાણવા લાયક=જાણવા જેવો
ગરદન=ડોક
રૂઆબ વગરનું=બદસીકલ; સારા ચહેરા વગરનું; શોભિતું નહિએવું
પાસાં=બાજુએ
ડાઢ=ચાવવાના બેવડા દાંત
ખાંધ=ખભો; ડોક
નાળ=શોખંડનો વાળેલો કટકો
અનહદ=હદપાર; પાર વગરનું; ઘણુંજ
જાયબ=નવાઇ; તાજુબી

સવાલ ૧) ગધેડાં શા શા ઉપયોગમાં આવે છે? સ. ૨) ઘોડા ને ગધેડાનો મુકાબલો કરો. સ. ૩) ઘોડા કરતાં ગધેડું પાળવું સહેલું શા માટે છે? સ. ૪) ગધેડા પરથી કઇ કહેવત પડેલી છે? જ. ૪) "ખાવાના કુસકા ને ઉંચકવાની ઇંટો" સ. ૫) ગધેડાને લંબકર્ણ કેમ કહે છે? જ. ૫) એના કાન લાંબા છે માટે.

### પાઠ ૨૦.

સાદા જીવનનો=ઓછી જરૂર પડે એવી જિંદગીનો
ગોવાળ=ગાય, ભેંસ ચરાવનાર
પથારીવશ=પથારીને તાબે; પથારીમાંથી પોતાની મેળે ઊઠી ન શકાય તેવી સ્થિતિ
સૂર્યબિંબ=સૂર્યનો ગોળો
બિંબ=ગોળો
ગોપકન્યા=ગોવાળીઆની કુંવારી છોકરી
દેખાવ=શોભા

નિહાળીને=ધારી ધારીને જોઇને
કુદરત=પ્રભુની લીલા; ઇશ્વરની રચના
ખુબી=બલીહારી
કાંતિ=તેજ; ચહેરો; શરીરનો ઘાટ
આબેહૂબ=મૂળને પુરેપુરી મળતી; બરાબર
નસીબને જોગે=પ્રભુની ઇચ્છાએ
શોક=દીલગીરી; અફસોસ
ચહેન=સુખ; નિરાંત, મઝા
મિષ્ટાન્ન=મીઠું જમવાનું
કંગાલ હાલત=ગરીબાઇ
રસ=મજા; આનંદ
ટેવાયું=ટેવ પડી ગઇ હોય તેવું
શુદ્ધ=ખરો
તુચ્છ=હલકા;નકામા
દશામાં=હાલતમાં; સ્થિતિમાં
સ્વતંત્ર=પોતાનેજ તાબે; કોઇને તાબે નહિ તે
વિલાસ=વૈભવ; વિશેષ સુખ, મોજ મઝા

**સમજુતી**—જે માણસ જે હાલતમાં ઉછરે છે તે માણસ તેવી હાલતમાંજ સુખથી હરી ફરી શકે છે, જે સ્વતંત્ર અને સાદી જિંદગી ગુજારે છે તે હમેશાં મોજ મઝાથી આયો રહે છે.

સવાલ ૧) લલિતાની વાત કહો.

સારઃ—સાદા જીવનમાં જેવો આનંદ અને સંતોષ મળે છે તેવો વૈભવી જીવનમાં મળતો નથી.

પાઠ ૨૧.

ત્રિશંકુ=હરિશ્ચંદ્ર રાજાના પિતા. એમણે સદેહે શરીર સાથે સ્વર્ગમાં જવા સારૂ યજ્ઞ કરવાનો ઠરાવ કર્યો, વસિષ્ઠ ઋષિએ ના કહ્યાથી એમણે વિશ્વામિત્રને પુરોહિત નીમ્યા. વિશ્વામિત્રે યજ્ઞ કરાવ્યો પણ તેમાં દેવો આવ્યા નહિ તેથી ગુસ્સે થઇ ઋષિએ પોતાના તપોબળથી એને સ્વર્ગ તરફ રવાના કર્યો. ત્યાં પહોંચતાં ઇંદ્રે એને સ્વર્ગમાં પેસવા ન દેતાં પૃથ્વી પર પાછો ધકેલ્યો, ત્યારે ઋષિએ અધવચ એને સ્થિર કર્યો. આથી સ્વર્ગમાં કે મૃત્યુ લોકમાં એકે ઠેકાણે એ ન રહ્યો, અધરતાલ રહ્યો. નહિ ઘરનો ને નહિ બહારનો ધોબીનો કુતરો ઘરનો એ નહિ

ને પાટનો એ નહિ. આ બધી એને પ્રકૃતીજ કહેવત છે.
દાતાર=દાન કરનારો
સત્યવાદી=સાચું બોલનાર
કુળગોર=કુળ ગુરુ; પુરોહિત
ઇંદ્રસભા=ઇંદ્ર રાજાની કચેરી
મુકાવું=છોડાવું
ગૂમ થયું=દેખાતું બંધ થયું
મિજાજ ગયો=ગુસ્સો ચઢયો
અપમાન=તિરસ્કાર; અપમાન એ માનથી ઉલટો શબ્દ છે
શાંત=ધીરજવાળા
સમણું=સ્વપ્નું
ભાર=અમુક તોલ
ભંડારી=ખજાનચી; તિજોરર; ભંડારનો ઉપરી
વેશે=રૂપે; દેખાવે
વછૂટી=છુટી; જુદી; વિખુટી
શબ=મુડદું; લાસ
સતી થવું=ધણીનું માથું અથવા પાઘડી ખોળામાં લઇ સળગતા અગ્નિમાં પેસી જીવતાં બળી મરવું તે
મુનિ=ઋષિ; ઓછું બોલનાર. એ ઉપરથી જમતાં જમતાં નહિ બોલવું એ વ્રતને 'મુનિવ્રત' કહેવામાં આવે છે

પાઠ ૨૨.

ચઢાવ્યો=હુકમ કર્યો
કર=લાગો; વેરો
મસાણ=મુડદાં બાળવા તથા દાટવાની જગા
ડંખ=ચટકો
કલ્પાંત=સુખને સંભારીને મોટેથી રડવું તે
ચુકવ્યા=પતાવ્યા
બેભાન=શુદ્ધિ વગરનો
ચિતા=ચેહ; મુડદું બાળવાને ખડકેલાં લાકડાં છાણાં કરાંઠી વગેરે
ધરણી=પૃથ્વી; જમીન
બિહામણો=બીક લાગે એવો
રાક્ષસી=રાક્ષસણી; રાક્ષસની સ્ત્રી; માયાવી સ્ત્રી; પાપી સ્ત્રી
ખંજર=જમૈયો
વિષ્ણુ=ભગવાન
કસોટી=પરીક્ષા
પાર ઉતર્યો=તર્યો; પાસ થયો

સત્યવાદીપણાને=સાચું બોલી. તે પ્રમાણે ચાલવાના ગુણને
વખોડે=નિંદા કરે; ધિક્કારે; તિરસ્કારે
તત્કાળ=તરતજ
ખડું=તૈયાર

**સવાલ ૧) હરિશ્ચંદ્ર રાજાની વાત કહો.**

**સાર**:-(૧) ગમે તેટલું દુઃખ પડે તોપણ બોલેલું પાળવું. (૨) સત્યને માટે ગમે તેટલા સંકટ પડે તો તે સહન કરવાં.

## પાઠ ૨૪.

નિર્દયતા=દયા વગરના થવું તે; જુલમીપણું; ઘાતકીપણું.
ઘાતકીપણું=જુલમીપણું; દયા વગરના થવું તે; નિર્દયતા
કાળજી=દરકાર
અનેક=ઘણા
સખ્ત=આકરી; વધારે કઠણ
દેખરેખ=તપાસ; સંભાળ
બંદોબસ્ત=ગોઠવણ
સંતોષ થયો=ધીરજ વળી
કૌતુક=જાણવાની ઇચ્છા
બેડી=હાથે કે પગે જકડાઇ રહે માટે લોખંડની કડી જેવી પહેરાવવામાં આવે છે તે
સાક્ષી=સાહેદી
ન્યાયાધીશ=ન્યાય કરનાર અમલદાર; જજ
ઠેરવ્યો=ઠરાવ્યો; નક્કી કર્યો
બિનગુનેહગાર=વાંક વિનાનો; નિર્દોષ
કડીઆળી=લોઢા કે પિત્તળની કડીઓ સખત જડેલી હોય તેવી
ડાંગ=જાડી મજબુત લાકડી
ખાતર પાડી=ચોરી કરવા ભીંતમાં બાકું પાડી
ચાહું છું=માયા રાખું છું
જીવન=જીવતર; જિંદગી

**સાર**-વાંક કરીને મોઢેથી જે સાચું બોલતા નથી તેવા માણસો કોઇ પણ દિવસ સુખનો સ્વાદ મેળવતા નથી. જે માણસો વાંક કર્યા પછી પણ મોઢેથી સાચું બોલે છે, તેવા માણસો કોઇ દિવસ પણ સુખ મેળવી શકે છે

**સવાલ ૧) રાજાએ ચાર કેદીઓને શું શું પૂછ્યું અને**

તેઓએ શું જવાબ આપ્યો ? સ. ૨) ચોથો ચોર ગુનેગાર હોવા છતાં રાજાએ શા માટે છોડી દીધો ?

પાઠ ૨૫.

અવયવો=ભાગો

જોડ=એક સરખી બે ચીજ; જોટો

ધડ=ડોકા વગરનો ભાગ

જાંઘ=કેડની નીચેનો હાડકાંનો પહોળો ભાગ; ઘુંટણથી કેડ સુધીનો ભાગ; થાપો

ઇંદ્રિય=શરીરના કામ કરનાર અને ભાન કરાવનાર ભાગ

જ્ઞાન મેળવવાની=ભાન કરાવનારી

રૂપ=આકાર; ઘાટ

ગંધ=વાસ

કરગરી=કરકરી; ખરબચડી

સ્પર્શ=અડકવું તે. અડકવાથી જે જ્ઞાન મળે છે તે સ્પર્શજ્ઞાન કહેવાય છે.

મગજ=માથામાં આવેલો ગડીગડીવાળો રાખોડી રંગનો ભાગ; શરીરનો રાજા

તંતુઓ=પાતળા તાર જેવા તાંતણા

જ્ઞાનતંતુ=મગજને ભાન કરાવનાર તાંતણા

પાંસળાં=છાતીની બાજુપરનાં હાડકાં

અગત્યના=ખાસ કામના; ઘણા ઉપયોગી

હૃદય=છાતીમાં ડાબે પડખે ધબકે છે તે; લોહીનો ખજાનો

ફેફસાં=દમ લેવાની કોથળી; છાતીમાં હૃદયની બે બાજુએ શ્વાસ લેવા મૂકવાની તથા લોહી સ્વચ્છ કરવાની ધમણ જેવી કોથળીઓ

ધમણ=લુહાર, સોની, કંસારા વગેરે લોકો ચામડાના કોથળા પવન ભરવા તથા ફેંકવા સારૂ વાપરે છે તે

બંબા=હવાના દબાણથી પાણી કે ગ્યાસતેલ જેવા પ્રવાહી પદાર્થ ઉંચે ચઢાવવાનું યંત્ર

હોજરી=ખાધેલો ખોરાક જેમાં રહે છે તે કોશ; ઉદર, પેટ; જઠર

અન્નનળી=ખોરાક ગળ્યા પછી જે નળમાંથી જાય છે તે; પોલા

ગાંઠા ગાંઠાવાળી ખોરાક પાણી પેટમાં લઇ જનાર નળી

કાળજું=કલેજું; પિત્ત નામનો રસ ઉત્પન્ન કરનાર તથા ચરબી સંઘરી રાખનાર લાલાશ પડતો કાળો માંસનો ગોળો. એમાં એકઠી થઇ રહેલી ચરબી ઉપવાસ વખતે વગર ખોરાકે નભાવે છે.

પિત્ત=ખોરાક પચવામાં મદદ કરનારો પીળો, ખાટો, તીખો રસ. એ કલેજામાંથી ઉત્પન્ન થાય છે.

આંતરડું=પેટના ડાબા છેડાથી તે ગાડની કુલ્લી લગીની નળી.

(કલેજું હોજરીમાંથી ચરબી લઇ લે, ત્યારપછી કુચો રહે તે બહાર નીકળતાં લગભગ ૨૫ ફુટ લાંબી પાતળી ચામડીની નળીઓ વચ્ચેથી પસાર થાય છે. એ નળી પેઢામાં ગુંચળું વળીને પડી રહેલી હોય છે તેથી કુચો એકદમ ધસી પડતો નથી. બે ભાગમાં એ હોય છે. એક નાની અને બીજી મોટી હોય બીજો છેડો ઝાડે ફરવાના બાકા સુધી આવેલો છે. એ વડે કુચામાં રહેલો કસ પણ શોષાઇ જાય છે. મોટાં આંતરડાંને 'કોલન કહે છે)

સવાલ ૧) શરીરના મુખ્ય કેટલા ભાગ છે ને તે કયા કયા? સ. ૨) કામ કરનારી ઇંદ્રિયો ગણાવો. જ. ૨) હાથ, પગ, મોં; પીસાબ કરવાની ઇંદ્રિય (ઉપસ્થ); ઝાડે ફરવાની ઇંદ્રિય (ગુહ્ય). સ. ૩) જ્ઞાન મેળવવાની ઇંદ્રિયો કેટલી છે ને તે કઇ કઇ? સ. ૪) મગજનો રંગ કેવો છે? સ. ૫) મગજમાંથી આખા શરીરમાં તંતુઓ ફૂટી વળ્યા છે તેથી આપણને શું થાય છે? એ તંતુનું નામ શું? સ. ૬) છાતી કોના જેવી બનાવી છે અને એમાં શરીરના કયા કયા ભાગ આવેલા છે? સ. ૭) હૃદય કયાં છે? ફેફસાં કેટલાં છે ને કયાં છે? સ. ૮) ફેફસાં કોના જેવું કામ કરે છે? હૃદય કોના જેવું કામ કામ કરે છે? સ. ૯) પેટમાં શું

આવેલું છે? સ. ૧૦) આપણે ખાઇએ છીએ તે હોજરીમાં કેવી રીતે જાય છે? સ. ૧૧) હોજરીની જમણી બાજુએ શું છે? સ. ૧૨) કાળજાનો રંગ કેવો છે અને તેમાં શું થાય છે? સ. ૧૩) કાળજામાંના પીળા રસનું નામ શું અને તે શું કામ કરે છે? સ. ૧૪) પેટમાં હોજરી સિવાય બીજું શું છે?

### પાઠ ૨૬.

રેશમ=હીર; ચળકતો ચીકણો સુતર જેવો તાંતણો

પિછોડી=ખેસ; દુપટો

સાડી=સ્ત્રીઓને પહેરવાનું રેશમી લુગડું

અંગરખા=અંગનું રક્ષણ કરનારા; કસ બાંધવાના લાંબી બાંય ને ઘેરાવો મોટો હોય એવા નીચા અસલી ડગલા

શીત=કાંગરીવાળી પટી; સોના રૂપાનો કસબ વણેલી પટી

કોર=કીનાર; પાતળી પટી; લુગડાની કોર પર ધારે ધારે દેવાની પટી

મખમલ=રેશમના ઝીણા ઝીણા સુંવાળાં તાંતણા, જાણે લીલ ઊગી હોય તેવી રીતે જે કપડા પર એક તરફ પથરાઇ રહેલો હોય તે. એની ટોપીઓ ઘણા છોકરાઓ પહેરે છે.

સાટીન=સહેજ જાડું ચળકાટ વાળું રેશમી કપડું

મુગટો=કોર વગરનું પહેરવાનું રેશમી લુગડું

અબોટીઉં=કોરવાળું પહેરવાનું રેશમી લુગડું

પિતાંબર=સોનેરી કસબની કોરવાળું રેશમી લુગડું

માદા=મા

સેવવા=ગરમી આપવા

સેંતુર=એ નામનાં મોટાં ઝાડ એના ફળ પણ સેંતુર કહેવાય છે. તે દાણા દાણા મળીને બનેલા સહેજ લંબાચા ને ગોળ કાંગરાવાળા હોય છે કાચા હોય ત્યારે રંગે લીલા ને પાકે ત્યાર પેરા જાંબુ-

ડીઆ કે કાળાશ પડતાં ઘેરા કીરમજી રંગના મીઠાં ને ગળચટાં ખટુમડા લાગે છે.

પુષ્ટ=જબરો

કોશેટો=લાંબી ગોળ દડી

ગરમ વાસણમાં=ગરમ પાણી ભરેલાં વાસણમાં

સ્થિતિ=અવસ્થા; હાલત

દહેરાદુન=સીમલા ને દિલ્હીની વચ્ચે દરીઆની સપાટીથી ઉંચું ચાના બગીચાવાળું શહેર છે. એમાં જંગલ ખાતાની કોલેજ છે

કાશ્મીર=હિંદની ઉત્તરમાં દેશી રાજ્ય છે તે

આસામ=બંગાળાથી પૂર્વે આવેલો ચાના બગીચાવાળો પ્રદેશ

તાસ=તાસતો; તસર જાતના રેશમમાંથી બનેલું એક જાતનું રેશમી કપડું; તાસાસીલ્ક

દિવેલી=એરંડી

**સવાલ** ૧) રેશમનાં કયાં કયાં કપડાં બને છે ? સ. ૨) રેશમ એટલે શું ? સ. ૩) કીડા રેશમ કેવી રીતે બનાવે છે ? સ. ૪) રેશમનો કીડો શું ખાય છે? સ. ૫) રેશમના કીડાની કેટલી સ્થિતિ થાય છે અને તે કઇ કઇ? સ.૬) પતંગીઆની માદા ઇંડાં મૂકે છે તે શાથી સેવાય છે ? સ. ૭) રેશમના કીડા પહેલ વહેલાં કયાં ઉછેરવામાં આવતા હતા ? સ. ૮) હિંદુસ્તાનમાં રેશમના કીડા કયાં કયાં ઉછેરવામાં આવે છે ? સ. ૯) તાસ નામનું કપડું શેનું બને છે? સ. ૧૧) કયા કીડાને રેશમ કાઢવા માટે મારી નાખવા પડતા નથી?

## પાઠ ૨૮.

હઝરત=નામદાર; પવિત્ર

ઇમામ=આગેવાન

પેગંબર=(પેગામ=સંદેશો.) પ્રભુનો સંદેશો લાવનાર

જમાઇ=દીકરીનો વર

કીમતી=મોંઘો; અમૂલ્ય

છટા=ચતુરાઇ; બીજાને અચંબો થાય એવી કામ કરવાની રીત; ખુબી

ઉદારતા=પરોપકાર બુદ્ધિ; દયાળુપણું; મોટું મન
સંઘરેલાં=એકઠાં કરેલાં
કાવ્ય=કવિતાની કડીઓ
કહેવત=શિખામણનાં વાક્યો; કહેતી
શેરે ખુદા=(શેર=સિંહ+ખુદા=ઈશ્વર)=પરમેશ્વરે બનાવેલો સિંહ; ઈશ્વરનો સિંહ
પદવી=ખિતાબ; ઇલકાબ
જૂડાણુ=મોટી હકીકતો
નીચપણાને=ખરાબ વર્તણુકને
તિરસ્કારતા=વખોડતા; ધિક્કારતા; નિંદતા
બોધ=ઉપદેશ
ચેલા=શિષ્ય
ઉપદેશ=બોધ; સારી સલાહ; ખરી શિખામણ
ઉત્સાહ=ઉમંગ
અલ્લાહ=પરમેશ્વર
મક્કા=અરબસ્તાનનું મુખ્ય શહેર; પેગંબર સાહેબની જન્મ ભૂમિ
ખલીફા=મુહંમદ પેગંબરની ગાદીના વારસ; ઇસ્લામી વડો ધર્મગુરુ
કાફરો=પાપમાં આશ્રય લેનારા
તરકટ=કાવત્રું; દગોફટકો; કપટ; પ્રપંચ; લુચ્ચાઇ
બંડ=બળવો; માંહોમાંહેની લડાઇ
ખૂન=કમોતે મારી નાખવું તે; ઘાત
ખિલાફત=ઇસ્લામી ધર્મની સત્તા; ખલીફાની ગાદી
ઉમેદવાર=આશાવાળો; હોંસવાળો

### પાઠ ૨૯.

હક=માલીકપણું; દાવો
શિયળ=પતિવ્રતપણું; એકજ ધણી સાથેનો સંબંધ
શક=શંકા; વહેમ
હરીફો=સામાવાળાઓ; બરોબરી કરનારા
સ્વતંત્રતાથી=પોતાની મરજી પ્રમાણે; કોઇ દોરે તે પ્રમાણે નહિ દોરાવું તે રીતે
વર્તીશ=ચાલીશ; અમલ કરીશ
હાકેમો=સુબા
નીમવા માંડયા=બેસાડયા; ઠરાવ્યા
સલાહકારો=સલાહ આપનારાઓ

માની=કબુલ કરી; ગણકારી
મોઆવીઆ=મુસલમાનનું નામ છે
વફાદારી=પક્ષમાં રહેવું; ભલું ઇચ્છવું
સિક્કો=છાપ; મહોર; સીલ
ખાસ=વિશ્વાસુ; ભરોસા લાયક
મોઆવીઆ તરફથી અલીને=પોતેજ ખલીફા હોય ને અલીને કંઇ લખ્યું હોય તેમ
મદીના=અરબસ્તાનનું એક શહેર, મક્કાની ઉત્તરે આવેલું છે ત્યાં હઝરત મહંમદ સાહેબ નાસી ગયા હતા
તિરસ્કાર=ગુસ્સો; અપમાનની લાગણી; ધિક્કાર
ખુલ્લો=જાહેર; ઉઘાડો
બીબી=બાનુ; ખાનદાન કુટુંબની મુસલમાન સ્ત્રી
ઉશ્કેર્યાં=ચઢાવ્યાં
સત્તા=હકુમત; અમલ
મક્કમ=દૃઢ; મજબૂત

પાઠ ૩૦.

ભાલાની અણી પર કુરાનનાં પાનાં ઉંચા કર્યા=મુસલમાની ધર્મ પુસ્તક કુરાનમાંથી પાનાં લઇ ભાલાની ટોચ પર ખોસી ઉંચા કર્યાં=આ લડાઇ ધર્મની છે તેથી એકજ ધર્મવાળાથી અરસપરસ લડાય નહિ એમ જણાવ્યું
યુક્તિ=કળા; ચતુરાઇ
મધ્યસ્થ=બેની વચ્ચે કજીઓ પતાવવા નિમાએલો માણસ; લવાદ
મસલત=મનસુબો
ઝનુની=ધર્માંધ; ગુસ્સાવાળા
કારણરૂપ=મૂળરૂપ; બીજરૂપ
ઠરાવ=નિર્ણય; નિશ્ચય
મસ્જીદ=મુસલમાનોની બંદગી કરવાની જગા
નાશકારક=મરણ થાય એવો
ઉત્તેજન=મદદ; સહાય
વચનો=વાક્યો; સૂત્રો; બોલો
તક જાય છે જલદી આવે છે ધીમી=સારો વખત ઝટ જતો રહે છે, ને આવે છે ત્યારે ધીમો ધીમો. સારો પ્રસંગ કંઇ એકદમ આવી પડતો નથી.

મૂર્ખ મિત્ર કરતાં દાનો દુશ્મન સારો=મૂર્ખ ભાઇબંધ કરતાં ડાહ્યો–સમજુ દુશ્મન સારો. કેમકે ભાઇબંધને ભરોસે રહીએ પણ તે મૂર્ખ હોય તો જબરૂં નુકસાન પહોંચાડે છે. એથી ઉલટું ડાહ્યા દુશ્મનને ભરોસે રહ્યા છતાં પણ તે નજીવી બાબતમાં લક્ષ આપી ગંભીર નુકસાન કરતો નથી. મુર્ખાઇથી નજીવી બાબતમાં પણ ભાઇબંધ છતાં ગુસ્સો લાવી ખાડામાં ઉતારે તેવા મૂર્ખ મિત્ર કરતાં ઉદારતાથી નજીવી ભૂલો માફ કરનાર દાનો દુશ્મનજ સારો ગણાય.

જિંદગી વાદળાની છાયા છે; તે સમણા જેવી છે=વાદળાની છાયા થતાં ને જતાં વાર લાગતી નથી તેમ જિંદગીના બનાવો આવતાં ને જતાં વાર લાગતી નથી. જિંદગીના બનાવો વાદળાની છાયા સરખા છે.

માણસ કેવો છે તે આચરણથી જણાય છે; તેની બુદ્ધિ કેવી છે તે તે ભાષણથી જણાય છે=માણસની ચાલચલગત કેવી છે તે તેની વર્તણુક જોતાં જણાઇ આવે છે ને તે જ્યારે બોલે છે ત્યારે કેવી બુદ્ધિવાળો છે તે જણાઇ આવે છે. સારાં આચરણ અને સદ્‌બુદ્ધિ, એ માણસનું ભૂષણ છે

તક=સારો પ્રસંગ

દાનો=ઉદાર દીલનો; સમજુ

છાયા=ઓળો; પડછાયો

સમણા=સ્વપ્ના

આચરણ=વર્તણુક

ભાષણ=બોલવું તે; ઉપદેશ; સમજાવવાની રીત

સાર—હઝરત ઇમામ અલીને શરૂઆતથી તે અંત સુધી દગાખોરો ભેગુંજ જીવન ગુજારવું પડયું, છતાં પ્રત્યેક વખતે એમણે જે ઉદારતા, સરળતા અને નિશ્ચય જાળવ્યાં તેજ એમની અમરતાનું ખરૂં કારણ છે.

### પાઠ ૩૧.

અભિમન્યુ=(અભિ=સાથે+મન્યુ=ક્રોધ.) અહંકારવાળો; એ ગર્વિષ્ઠ હતો માટે એવું નામ પાડેલું

ઉત્તરા=વિરાટ રાજાની પુત્રી

ઘાટ ઘડવામાં=મારી નાખવામાં

શિષ્ય-વિદ્યાર્થી

**સમજુતી**—જેને મેં છોકરી ગણીને વિદ્યા ભણાવી, તેને કેમ કરીને સુંદરી કહું ! જો ગુરુ થઇને પોતે ભણાવેલી છોકરીથી છોકરાં પેદા કરવાની ધારણા રાખે તો ઉદયાચળ આગળ સુરજ કેમ કરીને ઊગે ! મારો પુત્ર અભિમન્યુ છે કે જેને શ્રીકૃષ્ણ જેવા મામા છે; તેને તમે છોકરી પરણાવો, એટલે અમે તમારા સગા વેવાઇ થઇશું, વેવાઈ તરીકે સગા થઇશું.

સુંદરી=સુંદર સ્ત્રી; વહાલી. ધણી પોતાની ધણિઆણીને એ શબ્દથી સંબોધીને બોલાવી શકે

સંતાન=છોકરાં છૈયાં

ઉદય=ઊગવું

અચલ=પર્વત

ઉદયાચળ=સૂર્ય ઊગે છે ત્યારે જાણે એક પર્વતની પાછળથી નીકળી આવતો હોયની એવું જણાય છે તે. સૂર્ય ઊગે છે તે સ્થળે ઉદયાચળ અને આથમે છે તે સ્થળે અસ્તાચળ એમ બે પર્વતો છે એવી પુરાણી કલ્પના છે

ભાણુ=સૂર્ય

શ્રીગોપાળ=શ્રીકૃષ્ણ

મહાભારતનું યુદ્ધ=મહાભારતમાં જે યુદ્ધની હકીકત આવે છે તે લડાઇ. ઘણી મોટી લડાઇ. કુરુક્ષેત્રમાં પાંડવ અને કૌરવો વચ્ચે અઢાર દિવસ સુધી જે લડાઇ ચાલી તે

પરાક્રમ=શૂરાતન; બહાદુરી

દ્રોણાચાર્ય=પાંડવ અને કૌરવોને બાણ વિદ્યા શીખવનાર ગુરુ

ચક્રાવાનો=કોઠાનો; ચક્રનો, કુંડાળાના આકારમાં ગોઠવેલા સૈન્યનો

ગોઠવણ=ગોઠવણી

કોઠા=ખાના; કુંડાળામાં કુંડાળું એવા

સાત ગોળ ભાગની અંદર ગોળ ભાગ
સમજણ=જ્ઞાન; આવડત
ગદા=મજબુ ભારવાળું લડવાનું હથિઆર
યુક્તિથી ફરજ પાડી=જરૂર પાડી; સામો ન સમજે તેવી કોટીથી ચતુરાઇથી ધર્મની રીતે કામ કરવાનું લાવી નાખ્યું; ફરજ વિચારીને કરવું જ પડે એવો પ્રસંગ ઉત્પન્ન કીધો
ફરજ પડી=માથે આવી પડયું
મેળાપ=સંબંધ; કુદરતી જોડાણ; સમાગમ
નિર્વંશ=વંશ વગરના; સંતતિ વિનાનું; પાછળ છોકરાં વગરના
પિયેર=કન્યાના બાપનું ઘર
પ્રેમ=સ્નેહ; પ્રીતિ
પાસ=બાજુ; તરફ
ફરજ=ધર્મ; કરવા યોગ્ય કામ; કર્તવ્ય
છાજે=શોભે
ફરજનું બળ=ધર્મ પ્રમાણેનું કામ કરવાની શક્તિ
કાયર=બીકણ; નામર્દ; બાયલા
પત્ની=ધણીઆણી
મહેણું=ટોણો; ખોટું લાગે તેવું આળ ચઢાવીને, આરોપ મૂકીને ભેદવાળું બોલવું તે; માર્મિક વચન
સાલશે=મનમાં દુઃખ થશે

પાઠ ૩૨.

યુવાન=જુવાનીઓ;
શલ્ય=મારવાડનો રાજા; પાંડવોનો મામો
ઠાર કર્યો=એકદમ મારી નાખ્યો
જયદ્રથ=સિંધ દેશનો રાજા
નોધારી=આધાર વગરની; નિરાધાર
સારથિ=રથ હાંકનાર
સંભાર્યો=યાદ કર્યો
પારધી=શિકારી
સહાય=મદદ; આશ્રય
માતુલ=મામો
કો=ક્રોધ
ધાય=દોડે
જય=જ્યારે
મૃગલો=હરણ

આશાય=આશા
સાદ કીધો=બૂમ પાડી
કર્ણે=કાને
ઢોલ=ઢમઢમ બોલે તેવું મોટું નગારૂં
ગમગીન=દીલગીર; શોકાતુર
ખુંનસ=વેર; ઝેર; ખૂન કરવાનો જુસ્સો
પણ=પ્રતિજ્ઞા; ટેક
વેરનો ભડકો શમાવ્યો=વેર લીધું. વેરનો અગ્નિ કહેવાય છે તે સામાન્ય દેવતાની માફક કોઇ વાર ભડકી ઊઠે છે, ને કોઇ કોઈ વાર લાંબા વખત સુધી ધુંધવાયા કરે છે. વેર લીધા પછીજ તે શમે છે-શાંત પડે છે-દબાય છે. એનોજ ક્રોધનો પણ પ્રકાર છે

**સમજુતી**-જેમ શિકારીએ પોપટને વીંધી નાખ્યો પછી તે (પોપટ) જંગલમાં એકલો પડી નિરાધાર સ્થિતિમાં તરફડે છે, તેમ સાતમા કોઠામાં કુંવર અભિમન્યુ દુઃખ ભોગવવા લાગ્યો તેની મદદે કોણ આવે ? કૃષ્ણ ને અર્જુનને પણ યાદ કર્યા, કે બાપ અથવા મામા બેમાંથી કોઇ મદદે દોડી આવે છે ! જ્યારે હરણને વાઘે વીંધ્યો હોય ત્યારે તેની જીવવાની આશા ક્યાંથી રહે ? કાકા કાકા કહીને બૂમો પાડી પણ મારો બોલ કોઇ સાંભળતું નથી; કેમકે એ અવાજ ભીમને કાને પડે નહિ માટે કૌરવો ઢોલ વગાડી રહ્યા છે.

**સાર**-અનુભવથી મુશ્કેલીઓ ઓળખાય છે. બીન અનુભવી પ્રયત્ન કરતાં છતાં હરકત મટાડી શકતો નથી, માટે અનુભવ ન થયો હોય. ત્યાં સુધી અનુભવીને પૂછી પૂછીનેજ કામમાં પડતી મુશ્કેલી ટાળવા પ્રયાસ કરવો.

### પાઠ ૩૪.

નવાઇ=આશ્ચર્ય
વાંકુંચુંકું=આડું અવળું; વાંકવાળું.
ખાસ=જાણવા જેવું; અગત્યનું; જરૂરનું.
હાડ=હાડકું
પિંજર=પાંજરૂં

હાડપિંજર=હાડકાનું પાંજરૂં; હાડકાનું ખોખું
કરોડ=મરડાની વચ્ચેનો પાંસળીઓ સાથે જોડાએલો ગાંઠા ગાંઠાવાળો બોચીથી કેડ સુધીનો હાડકાનો ભાગ
ગાંઠા ગાંઠાવાળા=સાંધા સાંધાવાળાં
સળંગ=આખાં; સાંધા વગરનાં
ગુંછળું=ગોળ આંટા આંટાવાળું
ગરજ=મતલબ; ખપ; જરૂરિયાત
ભીંગડાં=ચામડીનાં ફોતરાં–છોડાં; જાડાં પડો.
સારે છે=પાર પાડે છે.
સરે છે=ચાલે છે; ઝટ ખસે છે.
વિચિત્ર=નવાઈ જેવી
મોરલી=પાવો; વાંસળી
ગુલતાન=લીન; એકતાર; મશગુલ
અજગર=બકરૂં ગળી જાય એવો મોટો સાપ
સુસ્તી=આળસ
હજમ=પચી જવું

૧. સાપની જુદી જુદી જાત ગણાવો.

૨. એના દુશ્મનો કોણ કોણ? (ગરૂડ, મોર, નોળીઓ ઈ.)

૩. એ ભરપુર કાંટામાં પણ વગર ઇજાએ હરી ફરી શકે છે, એ ઉપરથી શું શિખામણ લેવાય? (આપણે પણ ભરપુર દુઃખમાં હરવા ફરવાનું શીખવું જોઇએ.)

## પાઠ ૩૫.

રિવાજ=ઘણા વખતથી ચાલતી આવેલી રીત; ધારો
લાભ=ફાયદો
ગેરલાભ=નુકસાન
એકદમ=જલદી
અણુસમજુ=સમજ વગરના; મૂર્ખ
ખોટા રિવાજ=જુના વખતથી ચાલતા આવેલા પણ હાલ નકામા થઈ ગએલા ધારા
ધારો=રૂઢી; રિવાજ
ફાયદાકારક=ફાયદો કરનાર
વિદ્યાભ્યાસ=ભણવું તે
બાંધો=બંધારણ
તદ્દન=પુરેપુરો
અકાળ=કવખતનું; એકાએક; થવું જોઇએ તે કરતાં વહેલું
વિધવા=રાંડેલી; ધણી વગરની

પુનર્લગ્ન=નાતરૂં; ફરીથી પરણવું તે; વિધવાનાં લગ્ન
પાર=હદ; છેડો; આરો
કમકમાટ=કંપારી; ધ્રૂજારી; ત્રાસ
બાળલગ્ન=નાનપણમાં લગ્ન કરવાં તે
નાબુદ=નિર્મૂળ; સદંતર બંધ; નાશ; ન હોવું તે
હરકત=મુશીબત; અડચણ
પસંદગી=ફાવતું શોધી કાઢવું તે
મંડળ=જથો; સમૂહ
સાંકડું=ટુંકું; થોડું; નાનું
મુશ્કેલી=મુશીબત; હરકત
મિષ્ઠાન્ન=મીઠી મીઠી વાનીઓ; મીઠું ભોજન; જમણ
તાકે=ઇચ્છે; ધારીને જુએ; ચાહે
ગુંજાશ=ગજું; શક્તિ
ઉપરાંત=વધારે પડતું; ઉપરવટ થઇને
પાયમાલી=ખરાબી
દેવું=કરજ; બીજાને ત્યાંથી વ્યાજે, હુંડીના કે માલમીલ્કત ધરાણે, ગીરો મુકીને પૈસા લેવા તે
વેઠવું=સહેવું; ખમવું
કરકસરથી=જરૂર પ્રમાણેના ખરચથી. જરૂર કરતાં વધારે ખર્ચ કરવો તે ઉડાઉપણું ને ઓછો ખરચ કરવો તે કંજુસાઇ
હદપાર=પાર વગરની; હદબહાર
ઘેલછા=ગાંડપણ
વખોડવા=નિંદવા
સ્વાભાવિક=કુદરતી
રાગડા=મોટેથી બેંકડા તાણવા તે

સવાલ–૧. લગ્નમાં ભાગ લેનારાં જુદાં જુદાં માણસો જુદું જુદું ઇચ્છે છે, તે વિષેનો શ્લોક કહો.

જ. ૧. કન્યા તો રૂપને ઇચ્છે, માબાપો વિત્ત બોધને, બંધુઓ કુળને ઇચ્છે, મીઠાં ભોજનને બીજાં,

૨. કરકસર ક્યારે કહેવાય ને કંજુસાઇ ક્યારે કહેવાય ?

૩. ક્યા ક્યા રિવાજમાં ફેરફાર કરવા જેવો છે તે કહો.

### પાઠ ૩૬.

શહાદત=ધર્મ અને ન્યાય ખાતર લડતાં લડતાં મરવું તે
સ્વર્ગવાસ=મોત; મરણ
દાવો=હક; માલકીપણાની માગણી

ધર્મચુસ્ત=ધર્મમાં અક્રમ રીતે વળગી રહેનાર; ધર્મિષ્ઠ
રાજીનામું=રાજીખુશીથી છોડી દેવું તે
પદવી=ઓદ્દો; અધિકાર
સરળ=સહેલો; સુગમ
કાસળ કાઢવા=અડચણ દૂર કરવા; નડતર કાઢી નાખવા; મૂળ ઉખેડવા મારી નાખવા
હાથમાં લીધી=કાબુમાં લીધી; મેળવી લીધી; કબજામાં લીધી; પોતાના ઉપર વિશ્વાસ બેસરાવ્યો.
નિકાહ પઢવા=લગ્ન કરવાં
શક=વહેમ; સંદેહ

આ દુનિયાનું જીવન રાત્રિઓનું બનેલું છે=મુશ્કેલીઓથી ભરપૂર છે. જેમ રાત્રીમાં કામ કરતાં મુશ્કેલી પડે છે તેમ દુનિયાના વહેવારમાં રહેતાં દરેક કામમાં હરકત નડે છે.
એનું નામ દેવું નહિ=એને હેરાન કરવી નહિ. પ્રલયના દહાડા સુધી એ ને હું મળીએ, પ્રભુપાસે પોત પોતાનાં કૃત્યનો જવાબ દેવા એકઠા થઈએ ત્યાં સુધી તમે એને છેડશો નહિ. પાછળથી કદાચ તમે લોકો જાણો તોપણ એને કનડશો નહિ. (કેટલી બધી ઉદારતા)
ધર્મિષ્ઠ=ધર્મ પ્રમાણે વર્તનાર; ધર્મપર પ્રીતિવાળો ધર્મચુસ્ત
દાખલો=ધડો; ઉદાહરણ
આતુર=ઇંતેજાર
પહોંચવાળા=દીર્ઘદૃષ્ટિવાળા; બધી બાબતોમાં પહોંચી વળે એવા
માહીતી=અનુભવસિદ્ધ જ્ઞાન; જાણ; વાકેફગારી
ઉપાય=યુક્તિ; ગોઠવણ
ઘડવા=ગોઠવવા; રચવા
વંશપરંપરા=વંશ ચાલે ત્યાં સુધી; પેઢી દર પેઢી
વારસ=હકદાર
એલચીઓ=પ્રતિનિધિઓ; એજંટો; વકીલો; એક રાજા તરફથી બીજા રાજાને ત્યાં રાખવામાં આવતો માણસ

સાર—ઈમામ હસન જેવા શાંત, ધર્મચુસ્ત અને ક્ષમાવાળા થવાની દરેકની ફરજ છે, એમ કરતાં મૃત્યુ આવે તો તે પણ સહન કરવું એમાંજ ખરી મોટાઈ

છે. ખરે માર્ગે ચાલતા મેઆવીઆ જેવા તરફથી ઘણીજ હરકતો પણ વેઠવી પડે છે, પણ તેમ કરનારજ સત્રીઓના બનેલા આ દુનિયાના જીવનને જલદી પાર કરી શકે છે.

### પાઠ ૩૮.

સાધન=સગવડ; સાહિત્ય

વરતણીઓ=તલાટીનો સિપાઈ;ગામની રખેવાળી કરનારો; રાવણીઓ

રખેવાળી=રક્ષણ; ચોકી; સંભાળ.

વાલંદ=હજામ

નેસ્તી=સીધું વેચનાર

વસવાયા=ઉંચ વર્ણનું કામ કરનાર કારીગર વર્ગ. બોલાવી લાવીને રાખ્યાં, જમીન કે વર્ષાસન બાંધી આપીને વસાવ્યાં માટે વસવાયા

તાલુકો=ઘણાં ગામો ભેગાં મળીને થએલો ભાગ

જિલ્લા=ઘણા તાલુકા મળીને થએલો ભાગ

વિભાગ=ઘણા જિલ્લા મળીને થએલો ભાગ

ઇલાકે=ઘણા વિભાગ મળીને થએલો ભાગ

મામલતદાર=તાલુકાનો ઉપરી અધિકારી. વહીવટદાર, તહસીલદાર, એ સર્વેની એક સરખી સત્તા છે

તહસીલ=તાલુકો

મહેસુલ=જમીનનો વેરો

સત્તા=અધિકાર

ફેંસલો=ચુકાદો; ઇનસાફ

નિકાલ=નિર્ણય; ચુકાદો

મુનસફ=દીવાની કજીઆ સાંભળી ન્યાય કરનાર

કલેકટર=જિલ્લાનો ઉપરી અધિકારી; એવું કરનાર

ડેપ્યુટિ=મોકલેલો. ડેપ્યુટ=મોકલવું. એ ઉપરથી કલેકટરના વતી તેનો મોકલેલો તે ડેપ્યુટિ કલેકટર કહેવાય

સુબા=વડોદરા રાજ્યમાં કલેકટરની પાયરીના અમલદાર; પ્રાંતનો ઉપરિ; પરગણાનો હાકેમ

બંદોબસ્ત=સુલેહશાંતિ

બખેડા=બાંધલ; ટંટો; ફિસાદ

ઇન્સ્પેકટર=તપાસ કરનાર; બરાબર થાય છે કે નહિ તેની દેખરેખ રાખનાર

પાઠ ૩૯.

કમિશનર=વિભાગનો ઉપરી
સરસુબા=સુબાઓના ઉપરિ, મોટા સુબા
મહાલ=તાલુકા જેવા ભાગ
ભવ્ય=મોટું
જંગી=મોટું; જબરૂં
મથક=ઠેકાણું
ગોદી=બંદર ઉપર માલ ભરવાનું ઠેકાણું
ટંકશાળ=સિક્કા પાડવાની જગા
ધમાલ=ધાંધલ; ઉપરાઉપરી માણસો તથા વાહનોની આવજા; ગીરદી
ઉથલપાથલ=ઉપાડમૂક; આપ લે
વાહન=બેસીને મુસાફરી કરવાનાં સાધન
તાજુબ=અજાયબ; નવાઇ
મોહમયી=મોહ પમાડનાર
સ્થાનિક વહીવટ=તે સ્થળને, ગામ કે શહેરને લગતો કારભાર
સ્થાનિક=સ્થાનને લગતું
મ્યુનિસિપાલિટિ=સુધરાઇ ખાતું
સભ્યો=સભામાં બેસનારાઓ; મેમ્બરો
આરોગ્ય=તંદુરસ્તી; સુખાકારી
સ્વરાજ્ય=પોતાનું રાજ્ય; જેમાં પોતાની મેળેજ વહીવટ ચલાવવાનો હોય તે
અધિકાર=હક
જજ=જડજ; જિલ્લાના મોટા ન્યાયાધીશ

પાઠ-૩૮ ૩૯ પ્રશ્નો–૧. ગામડાના ઉપરી અધિકારી કેણુ કોણુ ?

૨. ગામ, કસ્બો, તાલુકો, જિલ્લો વિભાગ, અને ઇલાકો શી રીતે બને છે ?

૩. મામલતદાર, કલેકટર, કમિશનર, અને જજને બદલે વડોદરા રાજ્યમાં એ ઓદ્દાનું શું નામ પાડેલું છે?

૪. શહેર અને ગામડામાં કઇ કઇ જાતની સુખસગવડ મળે છે? (વેપાર, રોજગાર, ભણવાનું ને નોકરીનું સુખ શહેરમાં ને ખેતી તથા તંદુરસ્તીનું સુખ ગામડામાં ભોગવાય છે).

૫. શહેરની સ્વચ્છતા જાળવવાને શી વ્યવસ્થા કરવામાં આવે છે?

૬. મુંબઇ ઇલાકામાં કેટલા વિભાગ છે ને તે કયા કયા?

૭. ઉત્તર વિભાગમાં આવેલા જિલ્લા ગણાવો.

૮. વડોદરા રાજ્યના પ્રાંત કહો.

૯. મુંબઇને મોહમયી નગરી શા માટે કહે છે?

## પાઠ ૪૦.

બિનહકદાર=હક વગરના
જુલમગાર=જુલમી
ખુદા=ઇશ્વર
સ્વભાવ=પ્રકૃતિ
દૂતો=સંદેશા લઇ જનાર માણસો; કાસદો
બાજી ફેરવાવી નાંખી=વિચાર બદલાવી નાંખ્યો
નઝરાણું=ભેટ
ભરોસો=વિશ્વાસ; ખાતરી
સામા=ઉલટા; વિરુદ્ધ
ડચુપચુ=ચલિત; અસ્થિર
દશા=હાલત; સ્થિતિ
જારી=ચાલુને ચાલુ; કાયમ

સવાલ-ઇમામ હુસેનનો સ્વભાવ કેવો હતો? જ. વિશ્વાસુ.

## પાઠ ૪૧.

ખુલ્લું=સ્પષ્ટ; ઉઘાડું; ચોકખી રીતે
સાંસા=જોઇતી વસ્તુ ન મળવી તે; અભાવ; મુશીબત; વાખા
મુહર્રમ=જે મહીનામાં તાબુત નીકળે છે તે મુસલમાની મહીનાનું નામ છે
સંદેશો=સમાચાર; કહેવાની વાત
દયામણા=દયા ઉપજાવે એવા
વિલાપ=લાંબા સાદે રડવું તે; ખરેખરૂં દુઃખ મોટેથી પોકારવું તે
વાર્યા=અટકાવ્યા; રોકયા
ડગ્યા નહિ=વિચાર બદલ્યો નહિ
તીરંદાજો=તીર મારવામાં ચાલાકી વાળાઓ; બાણાવળી
તીરનો વરસાદ વરસાવ્યો=પુષ્કળ તીરે ફેંકયાં
ચીસ=બૂમ; કકળાટ; કિકીઆરી
નમાઝ=એક દિવસમાં પાંચ વખત ખુદાની બંદગી કરવી તે. (સૂર્યોદય પહેલાં, બપોરે, ત્રીજા પહોર પછી, સૂર્યાસ્ત પછી તરતજ, ને રાત્રે)

પઢવી=ભણવી
ઝાટકો=ઘા; ફટકો
ઘાતકી=ક્રૂર; નિર્દય
શહાદત=મરણનો દિવસ
ઘૂમ્યા=ફર્યા; ઝઝુમ્યા

સાર–ઇમામ હુસેનની નિડરતા અને મક્કમતા તાજુબી પમાડે એવી છે. એઓનો જીવ બચ્યો નહિ તોપણ એમની યાદગીરીમાં દર વર્ષે તાજીઆ નીકળે છે. એવી કીર્તિ મૂકી ગયા તેજ ખરી અમરતા છે.

### પાઠ ૪૨.

ઉત્તમખેતી=બધા ધંધામાં ચડતી જાતનો ધંધો ખેતીનો છે.
મધ્ય વેપાર=બધા ધંધામાં સાધારણ, વચલા વાંધાનો ધંધો વેપાર છે
નફ્ફટ નોકરી=બધા ધંધામાં લાજ કે આબરૂ વગરનો ધંધો નોકરી છે
સ્વમાન=પોતાની આબરૂ કે મોભ્ભો
નફ્ફટ=કનિષ્ઠ; હલકી;લાજ વગરની
નિભાવ=ટકાવ; ગુજરાન; ભરણપોષણ
અન્ય=બીજા
સાહિત્ય=કોઇપણ ભાષામાં લખાએલા ગ્રંથો તે તેનું સાહિત્ય
ખિલવણી=વિકાસ; વધારો
પ્રવાહ=ફેલાવો; વહેવું તે
જનમંડળ=માણસોનો સમૂહ; દુનિયાના લોક
જોગવાઇ=અનુકૂળતા; સવડ; તક
ઉપકાર=ફાયદો; પાડ
સ્વતંત્રતા=છૂટ; સ્વાધીનપણું
તંદુરસ્ત=નીરોગી; રોગ વગરનો
પુષ્ટ=મજબૂત; જબરો
જીવન=ભરણપોષણનો આધાર; જીવવું તે
રસાળ=કસવાળી; ફળદ્રૂપ
ફળ=ફાયદો: લાભ
બેરાન=ઉજ્જડ; વેરાન; જંગલ
ઢબ=પદ્ધતિ; રીત
ખાતર=છાણ, મૂતર, રાખોડી, સુકાં પાંદડાં વગેરે
સહકારી=સાથે રહી કામ કરનાર; હળીમળીને કામ કરનાર
ધીરધાર=આપ લેનો વ્યવહાર

મંડળ=ટોળા; જથો; સંઘ; સભા
ઓજારો=સાધનો
ભાગ્યેજ=કોઇકજ; જવલ્લેજ
વિભાગ=ભાગના ભાગ; નાના નાના ભાગ
ખરીફ=ચોમાસાના પાણીથી પાકેલો
રવીનો પાક=રબી પાક; શિયાળુ પાક; ભેજ અને ઝાકળથી પાકેલો પાક. રબી=ભેજ ને ઝાકળ
જોડીઆ પ્રાંત=આગ્રા, અયોધ્યાના સંયુક્ત પ્રાંતો
નહેરો=નદી કે તળાવમાંથી કાઢેલી મોટી નીકો; વહેળા ખોદી તેમાં પાણી લઇ ખેતરોમાં પવાય છે તે

પ્રશ્નો–૧. કયો ધંધો કેવો છે તે કહેવત રૂપે કહો. એ કહેવતના વધારામાં નિદાન ભીખ; એટલુંએ ન આવડે તો વૈદું શીખ, ઉમેરી અર્થ સમજાવો.

નિદાન=છેવટ; આખર
વૈદું=ઊંટવૈદું; વૈદાંનો ઢોંગ

૨. ખેતીમાં કઇ કઇ ઋતુમાં કેટલી વખત પાક થાય છે તે તેનાં નામ સાથે કહો.

૩. 'સહકારી ધીરધાર મંડળ' એટલે શું અને તેથી શો ફાયદો ?

૪. ખેતીમાં શું શું ખપનું છે? ઉ.. : ખેડ, ખાતર ને પાણી; ' ' એ કરમને લાવે તાણી. '

### પાઠ ૪૪.

નિષધ=કાશ્મીરમાં એ નામનો ભાગ હતો
ભંડાર=ખજાનો
બાણ વિદ્યા=તીર ફેંકવાની કળા
અશ્વવિદ્યા=ઘોડા સંબધીની વિદ્યા; ઘોડા પારખવાની, કબજે રાખ-વાની, વેગે ચલાવવાની, વગેરે લગતી તમામ કળા
કુશળ=ચાલાક
સત્યવાદી=સાચું બોલનારો
પવિત્ર=ચોકખો; શુદ્ધ
વિદર્ભ=બિહારને લગતો પ્રદેશ
રૂપવંતી=રૂપાળી; ખૂબસુરત
ઝંખના=જોવાની કે મળવાની ઘણી આતુરતા
લગ્નની ગાંઠથી જોડાવા=પરણવા
આતુર=તીવ્ર ઇચ્છાવાળા; ઇંતેજાર
જંપશે=શાંતિ પામશે.

સખીઓ=સાહેલીઓ; બેનપણીઓ
તાજૂબ=અચંબો; અચરજ; નવાઈ
વખાણ=તારીફ; સારી સારી વાત
બરોબરી=સરખામણી
સ્વર્ગ=દેવલોક
જોડું=બેલું; જોડકું
જુગતું=બંધ બેસતું; યોગ્ય; શોભે તેવું
સર્જ્યું=બનાવ્યું; પેદા કર્યું
સ્વયંવર=પોતાની મેળે કન્યાએ જાતે વર પસંદ કરી પરણવું તે
નોતરું=કહેણ; ઇજન
નારદ=બ્રહ્માના પુત્ર; ઉભી ચોટલી-વાળા વીણા હાથમાં લઇ સ્વર્ગ, મૃત્યુ ને પાતાળમાં ફરનારા વિષ્ણુના પરમ ભક્ત
ઇંદ્ર=દેવતાઓનો રાજા
અગ્નિ=એ નામના દેવ
વરુણ=પાણીનો દેવ
યમ=જમરાજા; ધર્મરાજા; મુઆ પછી પાપ પુણ્યનો ઇનસાફ કરનાર દેવ
સ્વાર્થ=પોતાની મતલબ
દૂત=જાસુસ; છુપી બાતમી કે સંદેશો લઇ જનાર લાવનાર; વિશ્વાસથી સોંપેલું કામ કરનાર
સંદેશો=બાતમી; હકીકત; કહેણ
બળને લઇને=બળે કરીને
અજુગતું=અણઘટતું; છાજે નહિ એવું; અયોગ્ય
વરી=પરણી
નિરાશ=નાઉમેદ; નાખૂશ
અધર=ભોંયથી ઉંચા
પલકતી=પલકારા મારતી
વરમાળા=કન્યાએ વરને પહેરાવવાનો હાર
સંતાન=છોકરાં

### પાઠ ૪૫.

કલિ=ચાર મોટા, ઘણા લાંબા જમાનાને હિંદુઓ ચાર યુગ કહે છે. કલિયુગ તેમાનો ચોથો યુગ છે. કલિ=કજીઓ. એ જમાનામાં દરેક જાતનાં નઠારાં ને પાપી કામ થાય છે. કલિ એ જુગનું સ્વરૂપ છે
ઠરાવ=નિશ્ચય; નક્કી; નિર્માણ
પુષ્કર=નળરાજાનો પિતરાઇ ભાઇ

જુગટું=જુગાર; પાસા કે કોડીથી રમાતી રમત

પોઠીઓ=ભાર ઉપાડનાર બળદ; ધોબીનો બળદ તથા મહાદેવજીના દહેરામાં આખલો ગોઠવેલો હોય છે તેને પોઠીઓ કહે છે

તક=અનુકૂળ વખત; દાવ

પવિત્રતા=ચોકખાઇ

ખામી આવી=ભૂલ પડી. ઝાડે ફરી આવી હાથપગ ધોયા તેમાં જરાક સરખી પગની પાની કોરી રહી ગઇ

વાર્યો=મના કરી; અટકાવ્યો

પન કર્યું નહિ=ગણકાર્યું નહિ

મોસાળ=મામાને ઘેર

ઢંઢેરો પીટાવ્યો=સાદ પડાવ્યો; દાંડી પીટાવી

આશરો=સહાય; મદદ

ઉપરણું=ખેસ, દુપટ્ટો; ઉપલા અંગે પુરુષે ઓઢેલું વસ્ત્ર

પિયર=બાપને ઘેર

રિબાતાં=દુ:ખી થતાં

સટકી ગયું=સરી ગયું; નાશી ગયું. હાથમાં અમીનો ભાગ હતો તેથી જીવતું થઇ ધીમેથી ખસી ગયું

શોકમાં=દીલગીરીમાં

ભામની=જુવાન રૂપાળી સ્ત્રી

નિષધનાથ=નૈષધ દેશના રાજા; નળરાજા

ભીમક રાજકુમાર=ભીમક રાજાની કુંવરી

અજગર=બકરૂં વગેરે ગળી જનાર મોટો સાપ

પારધી=શિકારી

વણજારા=પોઠીઓ વડે દેશ પરદેશમાં મોટો વેપાર કરનાર

રાજમાતા=રાજાની રાણી

માથે લીધું=કબુલ્યું

## પાઠ ૪૬.

દવ=અગ્નિ; વનમાં એની મેળે વાંસ અથવા સુકા ઝાડોની ડાળીઓ અરસ્પરસ ઘસાવાથી લાગેલી મોટી આગ. લાકડામાં અગ્નિ રહેલો છે ને પવન આવવાથી બે લાકડાં ઘસાય એટલે તે બહાર પડે છે. અરણીના લાકડામાં પુષ્કળ અગ્નિ હોવાથી તે ઘસીને અગ્નિ પેદા કરવામાં આવતો

કર્કોટક=એ નામનો અજગર
ફૂરી ગયું=બદલાઇ ગયું
આશ્ચર્ય=અચંબો; નવાઈ
વેદના=પીડા; આરજો
અયોધ્યા=રામચંદ્રજીની જન્મભૂમિ; સરયૂનદીને કાંઠે આવેલું શહેર સયુક્ત પ્રાંતમાં છે
ઘોડાર=ઘોડા બાંધવાની જગા; ઘોડાઓનો તબેલો; હયશાળા; અશ્વશાળા
પાસા=હાથીદાંત વગેરેના નંબર પાડેલા નાના લંબચોરસ નક્કર કકડા
અશ્વકળા=ઘોડા ચલાવવાની વિદ્યા
મૂળરૂપ=અસલ સ્વરૂપ
પામીશ=મેળવીશ
ગૂમ થયો=દેખાનો બંધ થયો
ભમ્મર=આંખ ઉપરના કમાનદાર વાળ
લાખું=લાંછન; જન્મથી શરીર ઉપર લાલ ડાઘ પડેલો હોય છે તે
મન વાળ્યું=મન શાંત પડયું
સારથિ=રથ હાંકનાર; ઘોડાવાળો
ઉખાણો=સમસ્યા; કોયડો; જવાબ આપતાં ગુંચવણ પડે એવો પ્રશ્ન; છુપા અર્થવાળો સવાલ
બેડાના ઝાડ=એ ઝાડના ફળ બેડા કહેવાય છે તે કદમાં સોપારી જેવડાં ને આકારમાં જાયફળ જેવાં પણ સ્વાદે તુરાં હોય છે, તેનું ઝાડ. હરડાં, બેડાંને આમળાં દેશી વૈદ્યમાં ઘણાં વપરાય છે
શાપ=ખોટી આશીષ
આવકાર=આદરસત્કાર; માન
દૂતી=ખબર લઇ જનાર લાવનાર દાસી
ધારા=રેલા; ધાર
મૂળરૂપ=અસલ સ્વરૂપ

સાર–હંસ જેવું પક્ષી પણ પોતાના પર કરેલો ઉપકાર ભુલતું નથી, ને તેનો સારો બદલો વાળ્યો છે, તો માણસે તો બદલો મળે કે ન મળે તોપણ બીજાનું ભલું કરવાને તત્પર રહેવુંજ જોઇએ.

નળ રાજાએ દેવતાઓ તરફથી દમયંતીને બહુ બહુ સમજાવી, અને

દેવદૂત તરીકેનું પોતાનું કામ ઉત્તમ રીતે બજાવ્યું, ને એકવાર પોતાનો સ્વાર્થ હતો તે પણ જતો કર્યો; તેજ પ્રમાણે માણસે પણ પોતાને માથે આવી પડેલું કામ ઉત્તમ રીતે બજાવતાં શીખવું જોઇએ.

નળરાજા જેવા સત્યવાદી અને પવિત્ર રાજાને પોતાની પવિત્રતામાં અજાણનાં સહેજ ખામી આવી તેટલામાં કલિએ દુઃખી દુઃખી કરી નાખ્યો. તો આપણું માણસ જાતનું શું ગજું? માટે મનથી, વાણીથી અને કાયાથી પવિત્ર રહેવાને સદા જાગ્રત રહેવું.

એવા સમર્થ રાજાને સહેજમાં જુગટું રમવાની બુદ્ધિ થઇ ને ત્યારથી એની પડતી શરૂ થઈ. માટે જ્યારે જ્યારે નઠારી બુદ્ધિ સૂઝે ત્યારે જાણવું કે કંઇ પવિત્રતામાં ખામી પડી છે, માટે સાવચેત થઇ જવું ને ભૂલને માટે પશ્ચાત્તાપ કરી કંઇ ખોટું કામ બની ન જાય તેવી કાળજી રાખવી. જુગટુ તો કદી રમવુંજ નહિ.

નળ અને દમયંતીએ ધીરજ રાખી દુઃખ સહન કર્યું તો ફરી પાછા અસલ સ્થિતિએ આવ્યાં; પણ દુઃખથી ગભરાઇ જઇ કંઇનું કંઇ કરી બેઠાં હોત તો જગતને સારો દાખલો મળ્યો છે તે મળત નહિ; માટે સુખની વેળાએ ફુલાઇ કે છકી જવું નહિ, તેમ દુઃખમાં હિંમત હારી જવી નહિ. સુખદુઃખ કંઇ કાયમ રહેતાં નથી. દુઃખને અંતે સર્વ એકઠાં મળ્યાં ને ગએલું રાજ્ય લાંબો કાળ ભોગવી નામ અમર કરી ગયાં, તે વિચારો.

દુઃખને સમયે પણ નળ રાજા પરોપકાર વીસર્યા નથી. દવમાં બળતા અજગરને કાઢી શાંતિ આપી. તેમ દુઃખમાં પણ પરકા ઉપર ઉપકાર કરવાની તક મળે તો ગુમાવવી નહિ જોઇએ.

બાહુકે ઋતુપર્ણને અશ્વવિદ્યા શીખવી અને તેની પાસેથી પાંદડાં ગણવાની તથા પાસા ખેલવાની વિદ્યા તે શીખ્યો. આજ પ્રમાણે

વિદ્યા પેટમાં રાખી મૂકી મરતાં સુધી કોઇને ન કહેવી તે સરૂં નથી. વખતે ઓચિતું મોત આવે તો તે વિદ્યા નાશ પામે છે; માટે અરસ્પરસ વિદ્યા લેવી ને આપવી એ બહુ વખાણવા જોગ છે.

કલિએ અનેક પ્રકારે દુ:ખ દીધા છતાં તેને નળે કંઇ પણ શાપ આપ્યો નહિ, એ કેટલી બધી ઉદારતા! બહાદુર માણસે નીચ માણસને ક્ષમા વડેજ વશ કરી લેવોજ જોઇએ.

જે તારી કથા સાંભળશે તેને હું નહિ પીડું. કલિજુગમાં સહેજ-વાર પણ ખરા દીલથી પ્રભુ ભજાય તો દુ:ખ ટળે છે. માટે આ જમાનામાં તેમ કરી પોતાનું કલ્યાણ સાધવું એ દરેકની ફરજ છે. કલિમાં એકજ ગુણ સારો જોયો તોપણ તેને ક્ષમાનો લાભ મળ્યો તો આપણે અનેક સારા ગુણો મેળવીએ તો પછી દુ:ખી થવાનો વારો શી રીતે આવે?

કળીયુગ=જે વખતમાં ઘણા કજીઆ ચલે તેવો વખત. હાલનો સમય કળિયુગ કહેવાય છે, તે ઈ. સ. પૂ. ૩૦૦૦ વર્ષ પર બેઠો. એના એકંદર વર્ષ ૪,૩૨,૦૦૦ ગણાય છે. તે પુરો થાય એટલે પૃથ્વી પ્રલય થાય છે તે વખતે બધે પાણીજ પાણી થઇ રહે છે. માત્ર પ્રભુને દેવોજ બચે છે. ત્યાર પછી નવી સૃષ્ટિ રચાય છે તે સત્યયુગ=સારો વખત બેસે છે. તે પછી ત્રેતા અને તે પછી દ્વાપર નામે યુગ આવે છે. છેલ્લે કલિયુગ આવ્યો કે ફરી પાછો પ્રલય. એમ સૃષ્ટિક્રમ લાંબા વખતથી ચાલુજ છે.

પાઠ ૪૮

તાબૂત=તાજિયું; મડદાને મૂકી લઇ જવાની પેટી
ચાંદ=ચંદ્રમા
હિજરત=છોડવું; નાસવું
યાદગીરી=સંભારણા; નામના
હિજરી સાલ=ઇસ્લામી વર્ષ
કરબલા=યુફ્રેટીસ નદીને કાંઠે એ

નામનું મેદાન

મુહર્રમ=મુસલમાની મહીનાનું નામ છે

ગણ્યા ગાંડ્યા=થોડા; જુજ; ઝટ ગણાય એટલા

ચેલા=શિષ્યો

કબર=દર્ગાહ; શબને દાટી ઉપર ચણી લે છે તે

ભાવિક=શ્રદ્ધાવાળા; ધર્મચુસ્ત

અદબ=માનમરતબો; મર્યાદા

શાહદત=મરણ

દિલગીરી=ગમગીની; શોક

તિમુરલિંગ=તાતાર દેશનો એ પાદશાહ ઇ. સ ૧૩૯૮ માં દિલ્હીને પાંચ દિવસ લૂટી, બાળી પુષ્કળ ધનમાલ પોતાને દેશ લઇ ગયો, તે પાંચ દિવસમાં તાબૂત કહાડવાનો દિવસ આવેલો તે વેળા તેણે તાબૂત બનાવી ફેરવાવેલું ત્યારથી આપણા દેશમાં એ રિવાજ પડયો છે

ચાલ=રિવાજ; ધારો; નિયમ

મન વાળવા લાગ્યો=મનને શાંતિ આપવા લાગ્યો

ફકીર=એને મુસલમાની ભાષામાં ચાર અક્ષર વડે લખવું પડે છે તે દરેકનો અર્થ નીચે મુજબ થાય છે.

ફા=ફાકો; ઉપવાસ

કાફ=કિનાયત; સંતોષ

યે=યાદ કરવું

રે=મહેનત

ઉપવાસી, સંતોષી, ખુદાને યાદ કરનાર અને ખુદાના રસ્તાનાં દુઃખ ખમનાર મુસલમાન પુરુષને ફકીર કહેવો; મુસલમાન સંન્યાસી તે ફકીર

ધર્મચુસ્ત=ધર્મ પર સારી આસ્થાવાળા; ભાવિક

ગમગીની=દીલગીરી; શોક

પસાર કરે છે=ગાળે છે

શરબત=કોઇ પણ ફળના રસમાં ખાંડ કે સાકરવાળું પાણી મેળવી બનાવેલો પીવાનો પદાર્થ

યાદ=સ્મરણ; ફોમ

પશ્નો-૧. હિંદુસ્તાનમાં તાબૂત કાઢવાની ચાલ કયારથી શરૂ થઇ?

૨. ભાવિક મુસલમાનો તાબૂતના દિવસો શી રીતે ગાળતા હશે?

૩. તાબૂતનો આકાર કેવો બનાવવામાં આવે છે?

૪. તાબૂતને ઠંડા કરવાનું, ઠેર ઠેર પાણી છાંટવાનું તથા પરબો માંડવાનું કારણ શું હશે? (પાણી વિના ઇમામ હુસેન ગુજરી ગયા તેથી.)

પાઠ ૪૯.

ગૅસ=વાયુ; ગ્યાસ
અવયવ=ભાગ; રજકણ
પ્રમાણમાં=માપમાં
તંદુરસ્તી=આરોગ્ય; નીરોગીપણું
લાભ=ફાયદો
ટકાવવા=જાળવવા; ચાલુ રાખવા; નીભાવવા
પ્રગટાવેલા=પેદા કરેલા; સળગાવેલા
ધેર જશે=હોલવાઇ જશે; બુઝાઈ જશે; જતો રહેશે

પાઠ ૫૦.

શ્વાસ=ઉચ્છ્વાસ; નાકમાંથી બહાર કાઢેલો શ્વાસ
ગિરદી=ભેદની; ભીડ; ઠઠ
જીવ ફરી જાય છે=અકળામણ થાય છે; ગુંગળાટ થાય છે; ચેન પડતું નથી
શ્વાસવાટે=નાક વડે હવા લઇએ છીએ તેની સાથે
કાર્બોનિક=કાર્બનવાળું; ઝેરી
એસિડ=સત્ત્વ; અર્ક; તેજાબ
છિદ્રો=કાણાં
બગાડ=ગંદવાડ; મેલાપણું
મારફત=માર્ગે; રસ્તે; વડે
કુદરત=પ્રભુની રચના
ખુબી=કળા; બલિહારી
મહેર=મહેરબાની; કૃપા; દયા

**સમજુતી.** હવામાં સેંકડે ૨૦॥ ભાગ ઓક્સિજન, ૭૮ ભાગ નૈટ્રોજન, $\frac{૪}{૧૦૦}$ ભાગ કાર્બોનિક એસિડગ્યાસ, અને બાકીના ભાગમાં હાઇડ્રોજન, એમોનિયા, આર્ગન, ફૉસ્ફરસ, પાણીની વરાળ વગેરે તત્ત્વો છે.

એક ભાગ ઓક્સિજન અને બે ભાગ હાઇડ્રોજન વાયુ મળીને પાણી બનેલું છે. ઓક્સિજન

શ્વાસોચ્છ્વાસમાં, બળવામાં, કોહવામાં મંદ કરે છે. વનસ્પતિ રાતે અને પ્રાણીઓ દહાડો ને રાત ઓક્સિજનનોજ ખાસ ઉપયોગ કરે છે. વનસ્પતિ દિવસે કાર્બોનિક એસિડગ્યાસ લે છે ને ઓક્સિજન બહાર કાઢે છે, તેથી જો ઝાડ નીચે સુવું બેસવું હોય તો દહાડે ફાયદો ને રાતે ગેરફાયદો થાય છે તે લક્ષમાં રાખવું.

નૈટ્રોજન બળ અને તેજ વડે શરીરનું પોષણ કરે છે, ને એકલો ઓક્સિજન ભારે ન પડે માટે તેને મંદ કરે છે, નહિ તો શરીર ઝટ ખવાઇ જાય.

કાર્બોનિક એસિડગ્યાસ સૌથી ભારે છે, ને ઝેરી છે તેથી હાઇડ્રૉજન જેવો હલકામાં હલકો ગ્યાસ બલૂનમાં ઘણો ખપનો થઇ પડે છે.

કહોવાણ તથા પિસાબથી એમોનિયા ક્ષાર ઉત્પન્ન થાય છે. દાકતર ચુનો ને નવસાર ભેળીને એ વાયુ પેદા કરે છે, ને એ વાયુ માથું દુખતું હોય તેમને સુંઘાડી ઝટ સારૂં કરી દે છે.

## પાઠ ૫૧

ભાગ્યદેવી=નસીબદેવી; વિધાતા

ગેરઇનસાફ=અન્યાય

કલ્લોલ=મોજ; આનંદ

મનગમતું=મરજી લાયક

સાંસા=વાંધા; મુશ્કેલી; તંગી; હરકત

ચિથરે હાલ=મેલાં ને ફાટેલાં ચિથરા જેવી હાલત

વલખાં=ફાંફાં; વલોપાત; હવાતીયાં

પાલવ=લુગડાનો સારો દેખાવડો છેડો

લચી પડી=વાંકી વળી ગઇ; નીચી નમી ગઇ

ઝરી ગએલુ=ઘસાઇ ગએલું; ખવાઇ ગયેલું

લાગ=દાવ; સમય

ચેતીને=સમજીને; વિચારીને; સાવચેત થઇને

ફચ દઇને=ઝડપથી; તરત; ફચ એવો અવાજ કરતું

ફસકયું=ચિરાઇ ગયું; ફાટયું

અસંતોષી=લોભી

તિરસ્કાર=ફિટકાર

સાર—અસંતોષી માણસ પોતાની પાસે છતું હોય તે પણ ખોઈ બેસે છે; મતલબ કે મળેલું પણ તેનાથી સાચવી શકાતું નથી વળી તે પોતાનો લોભ પાર પાડતાં પોતે દુઃખી થાય છે ને બીજાને પણ દુઃખી કરે છે. ઇશ્વર તો સાચી મહેનત કરનારનેજ મદદ કરે છે, ને મહેનતને અંતે મળેલું હોય તેજ ટકે છે. વગર મહેનતે મળેલું હોય તે તો ઉલટું આપણી પાસે હોય તે પણ સાથે ઘસડતું જાય છે, માટે હોય તેટલામાં સંતોષ માની મહેનત કરીને બીજું મેળવી લેવું એમાંજ સાચુંજ સુખ રહેલું છે.

પાઠ ૫૩.

નવજોત= પારસીઓમાં સદરો ને કુસ્તી પહેરાવવાની ધર્મક્રિયા

ક્રિયા=વિધિ

સદરો=કફની; ટુંકી તથા પહોળી બાંયનું મલમલનું મોટું પહેરણ

કુસ્તી=કસ્તી; સદરા ઉપર કેડે વીંટવાનો જનોઇ જેવો ઊનનો દોરો

મોબેદ=પારસીઓનો ધર્મગુરુ; વિદ્વાન

પ્રાર્થના=ઇશ્વર પાસે કંઇ પણ માગવું તે; યાચના

નહાન નવડાવી=પવિત્ર સ્નાન કરાવી

દસ્તુર=પારસીઓનો ગોર; ધર્મક્રિયા કરાવનાર માણસ

પતેત=ધર્મનું પુસ્તક; એમાં ઝંદ અવસ્તા નામના પારસી ધર્મશાસ્ત્રમાંના પાપથી પસ્તાવાનાં વાક્યો છે

સામેલ થાય છે=જોડાય છે; સાથે બોલવા લાગે છે

મતલબનું=અર્થવાળું

અહુરમઝદ=પારસી ધર્મમાં મનાતો ઇશ્વર

વિજય=જીત

પર્વદીગાર=પરમેશ્વર; પાલણ પોષણ કરનાર; પ્રભુ

પેગંબર=સંદેશો લાવનાર

જરથોસ્ત=પારસી ધર્મનાં સૂત્ર પ્રભુ પાસેથી લાવનાર સાહેબ

આશીર્વાદ=સારી દુઆ
તંદુરસ્તી ભણે છે=આરોગ્ય રહે એવાં ધર્મ વાકયો ભણે છે
દક્ષિણા=દાનમાં અપાતું રોકડ નાણું
બખ્શીસો=ખુશબખ્તી; ભેટ
મિજબાની=જયાફત; જમણ; ઉજાણી; પાર્ટી
જનોઇ=બ્રાહ્મણ વગેરે ઉંચી જાતના હિંદુના બાળકને ત્રણ તારનો સુતરનો હાર પહેરાવે છે તે
પેગામ=સંદેશો; સમાચાર
જરથોસ્તી=(જર=સોનું અને થુસ્ત=ખરાબ) સોનાને ખરાબ ગણનાર; પારસી
અદા કરવી=બજાવવી; પાળવી

પ્રશ્નો-૧. કસ્તી કેવી રીતે બનાવે છે?

૨. કસ્તીની દરેક ગાંઠ વખતે શો ઉપદેશ અપાય છે?

### પાઠ ૫૪.

જાળું=કરોળીઆને રહેવાનું જાળ જાળ જેવું તાંતણાનું બનાવેલું ઘર; ફાંદો
રસ=મઝા; આનંદ; મમત
વંદો=વાંદો
રક્ષણ=બચાવ
ઢાંકણવાળા=મજબૂત પીઠવાળા
સાંધ=જોડાણવાળો ભાગ.
તાંતણા=તાર
બહુ તાંતણા બળવંતા=તૂટી જાય એવા ઘણા તાંતણા ભેગા મળે તો બહુ બળવાળા થાય છે
બળવંતા=બળવાળા; જોરાવર

### પાઠ ૫૫.

ઉદ્યોગી=મહેનતુ
કારીગરી=કળા; હીકમત; કરામત
આરા=પૈડાના વચ્ચેના ભાગથી છેડાના ભાગ સુધી જોડેલા સરખા કકડા; સૌથી વચ્ચેનો ભાગ કેજેમાં ધરી ઘાલે છે, તે વચલા ભાગનું નામ નાઇ. એ નાઇમાં દરેક આરાનો એકેક છેડો ઘાલેલો હોય છે, ને બીજો છેડો ગોળાકાર પુઠીઆં સાથે જડેલો હોય છે. સઘળાં પુઠીઆં મળીને એક ગોળ પૈડું બને છે. પુંઠીઆની

બહારની બાજુએ વાટ ચઢાવે છે ને અંદરની બાજુએ આરા જડેલા હોય છે.

તંતુ=તાંતણા; તાર; રેસા
વાસી દે છે=બંધ કરે છે
કોશીશ=મહેનત; યત્ન
સપાટી=ઉપલી બાજુ
લગણ=સુધી
સુઝ્યે=જડ્યો; માલમ પડ્યો
મથાળે=ટોચે
ખંતીલો=કાળજીવાળો
ચોક્કસ=ભૂલચૂક વગરનું
મગરૂરી=અભિમાન; ગર્વ

સવાલ–૧. જતું ને કરોળીઆનો મુકાબલો કરો.

૨. કરોળીઆનાં શરીરનું વર્ણન કરો. બહુ તાંતણા બળવંતા એટલે શું? એ ઉપરથી શું શિખામણ લેશો? (સંપીલા થવાની)

૩) એને આંખ કેટલી હોય છે?

૪) એની શિકાર કરવાની રીત કહો અને તેમાંથી શો બોધ લેશો?

૫) કરોળીઆમાં કયા કયા ગુણ છે?

૬) કરોળીઆ પરથી આપણે શું શિખામણ લેશું?

પાઠ ૫૭.

રબર=સાહી કે પેન્સીલના ડાઘ કાઢનાર પદાર્થ; ઘસનાર; ડાઘો કાઢનાર
વાટ=પૈડાના પુઠીઆ ઉપર બહારની બાજુ ચડાવવાનો લોઢાનો પાટો
તાડી=ખજુરી કે તાડના ઝાડનો રસ (તાજા રસને નીરો કહે છે)
સ્થિતિસ્થાપક=પોતાની આગલી સ્થિતિ રાખી રહે તેવા ગુણવાળું; વાળીએ તેમ વળે પણ પાછું મૂકી દેવાથી અસલ રૂપમાં આવે એવા ગુણવાળું
થર=પડ
ચોસલાં=ચકતાં; ગચીઆં
ઉપયોગ=ખપત; વપરાશ; ખપ
આસામ=હિંદુસ્તાનના ઇશાન ખુણામાં આવેલો દેશ. એ હિંદુસ્તાનનોજ એક પ્રાંત ગણાય છે
બ્રહ્મદેશ=હિંદુસ્તાનનો એક ભાગ; પૂર્વ દિશામાં આવેલો એક પ્રાંત
પરદેશ=બીજો દેશ; દેશાવર

સવાલ–રબર એટલે શું? રબરનું શું શું બને છે? રબર એ શું છે? રબર શી રીતે બનાવે છે? હિંદુસ્તાનમાં રબરના ઝાડ ક્યાં ક્યાં થાય છે?

પાઠ ૫૮.

સિદ્ધરાજ જયસિંહ=સોલંકી વંશનો છઠ્ઠો રાજા

શોખીન=શોખવાળો; હોંસીલો

પાઠશાળા=કોલેજ; ઉંચી જાતની વિદ્યા આપનાર શાળા

હેમાચાર્ય=જૈન ધર્મનો ફેલાવો કરનાર ગોરજી; કુમારપાળના ગુરુ

ધર્મિષ્ઠ=ધર્મ ઉપર આસ્થાવાળી; ધર્મચુસ્ત

ન્યાયી=ઇનસાફી

દેખરેખ=સંભાળ; રક્ષણ

છાપ=અસર

માનતા=બાધા

સલામત=સાજોતાજો; સુખરૂપ; જેવો ગયો છે તેવોને તેવો; હરકત વગર

અર્પણ કરીશ=આપી દઈશ

તુલા કરી=જોખી; તોલ કરી; વજન કરી દાનમાં આપી દેવું તે. જે વસ્તુથી તુલા કરવી હોય તે વસ્તુ એક તાજવામાં રાખી બીજા તાજવામાં જેની તુલા કરવી હોય તેને બેસાડવું ને બને તાજવાં સરખાં થાય ત્યારે તે વસ્તુની એક વાર તુલા થઈ એમ કહેવાય

બારોભાર=વજન જેટલુંજ

બાધા=માનતા; દુઃખ મટાડવા દેવ દેવીને કંઇ આપવાનું મનમાં ઠરાવવું તે

રાજ્યનો ભંડાર=રાજ્યનો ખજાનો

સૂચના=સલાહ

પ્રવાસ=મુસાફરી, ઠેકાણે ઠેકાણે ફરવું તે

વજીર=પ્રધાન; મંત્રી

ગમી નહિ=પસંદ પડી નહિ; રૂચી નહિ

ફરતાં=ચારે તરફ

શિવાલય=મહાદેવનાં દહેરાં

સહસ્રલિંગ=જેની ચારે બાજુ મળીને એક હજાર મહાદેવનાં બાણ

આવેલાં છે એવું; હજાર મહાદેવની દહેરીઓવાળું.

ઓડણ=કુંભારના જેવી માટી ખોદનારી સ્ત્રી જાત. પુરુષ હોય તે ઓડ કહેવાય.

ઉતારો=મુકામ

ફરમાવ્યું=હુકમ કર્યો; કહ્યું

અડગ=મક્કમ: અચળ; વિચારમાં કાયમ રહેવું તે

નાસી ગઇ=નાસી ગઇ; જતી રહી

કટાર=સીધો જમૈયો; ભાલાના પાના જેવું નાનું હથિયાર

આપઘાત=પોતાનો જીવ પોતાની મેળે કાઢવો તે

શાપ=નઠારો આશીર્વાદ; બદદુવા

ટકશે નહિ=રહેશે નહિ

અપમાન=ગેરઆબરૂ; તિરસ્કાર

**પાઠ ૫૯**

વિવાહ=સગાઇ

રાણકદેવી=સિંધના શેરપરા રાજાને ત્યાં કુંવરી જન્મેલી તેને જેષીઓએ અપશુકનીઆળ ઠરાવી જંગલમાં મૂકી આવવા કહેલું તેમ કરતાં ત્યાં કોઇ કુંભાર મજેવડીથી માટી ખોદવા આવેલો તેને હાથ ચઢી તેણે તેને ઘેર લઇ જઇ પાળી પોષી ઉછેરી મોટી થતાં સિદ્ધરાજ સાથે એનું સગપણ કીધું હતું.

જોરજુલમથી=પરાણે; મરજી વગર

પતિવ્રતા=એકજ પતિના નિયમવાળી

કોશીશ=યત્ન; તજવીજ

છેવટે=અંતે; છેલ્લે

સતી થઇ=ધણીનું માથું ખોળામાં લઇ બળી મરી

કુદરત=ઇશ્વરની કરામત

વેળ=રેતી

ધગી ઉઠી=ગરમ ગરમ થઇ ગઇ

ચિતા=ચેહ; બળી મરવા માટે લાકડાં એકઠાં કરી ગોઠવેલાં હોય તે

સવાય=સારો વા; જોઇએ તેવો વા

પરજળે=ધીમે ધીમે બળે

સત=સચ્ચાઇ; સતીપણું

પામરી=નાજુક વણાટની ઉંચી કસબી સાલ; ઓઢવાનું કીમતી લુગડું

જન્મારો=અવતાર; જન્મ; ભવ
માનમાં=યાદગીરીમાં; નામનામાં
હરખઘેલી=હરખના આવેશમાં ગાંડા જેવી થએલી; આનંદમાં લીન
લાયકાત=યોગ્યતા
નજરાણું=ભેટ
વ્યાકરણ=શુદ્ધ બોલવા તથા લખવા વાંચવાની વિદ્યા
મંજૂર=કબુલ; માન્ય
છત્ર=છત્રી
ચામર=ચમ્મર
રાજચિહ્ન=રાજાને ઘટતી નિશાનીઓ

**સમજુતી**-સારો અનુકૂળ વાયરો વાયો, ને વાવાથી રેતી પણ ધગધગવા લાગી. ત્યાં સિદ્ધરાજ સોરઠી રાણીનું સતીપણું જોવા ઉભો છે.

પ્રશ્નો–૧. સિદ્ધરાજનાં સારાં તથા નબળાં કામ ગણાવો.

૨. એના ક્યા ક્યા ગુણો તમારામાં દાખલ થાય એવી તમારી ઇચ્છા છે?

**સવાલ**—સિદ્ધરાજના માબાપના નામ કહો. કરણના ગુણ ગણાવો. મીનળદેવીના ગુણગણાવો. કરણે જે પાઠશાળા સ્થાપી તે કેવી હતી અને તેમાં ક્યા બે પ્રખ્યાત પંડિતો ભણ્યા હતા? મુનસર ને મલાવ તળાવ બંધાવવામાં કયા રૂપીઆ ખરચવામાં આવ્યા હતા? સહસ્ત્રલિંગ શું છે? એ નામ પાડવાનું કારણ શું! એ તળાવ કોણે ને ક્યારે બંધાવ્યું? જસમા ઓડણ વિષે શું જાણો છો? સિદ્ધરાજ કોની સાથે પરણ્યો હતો? સિદ્ધરાજે ક્યા ક્યા રાજા સાથે લડાઇ કરી તેમને હરાવ્યા? માળવા અને જુનાગઢના રાજા સાથે લડાઈ કરવાનું શું કારણ? રાણકદેવીની વાત કહો. સિદ્ધરાજ વિદ્યાને માન આપતો હતો તેનો દાખલો આપો.

## પાઠ ૬૦.

લગ્નક્રિયા=પરણવાની રીત
જયોતિષ=આકાશી પદાર્થો પરથી

સારો માઠો વખત જાણવાની વિદ્યા
જન્માક્ષર=જન્મ વખતના ચોક્કસ ઘડી પળ; જન્મ પત્રિકા; જન્મ કુંડળી; ટપકું; જેના પરથી ફળ નક્કી કરાય છે તે
પસંદગી=ચુંટણી; એક બીજાનું રાજીપણું
આદરાય=વિવાહ થાય
કરાર=સરત; ઠરાવ; બોલી; કબુલાત
સંજાન=થાણા જિલ્લામાં ગામ છે
વચન=કબુલાત
ક્રિયા=વિધિ; રીતભાત
જામા=ઝબ્બા; કસ બાંધવાના નીચા અને લાંબી બાંયવાળા અંગરખા.
પિછોડી=ખેસ
માંડવસરો=માંડવા મૂહુર્ત; શુભ પ્રસંગે માંડવો બાંધવાની શરૂઆતની ક્રિયા
માંડવા મૂરત=માંડવો ઘાલતી વખતની ક્રિયા
પીઠી=હળેલી હળદરમાં સુગંધીદાર વાનો વગેરે નાખી બનાવે છે તે
સ્નેહીઓ=હેતભાવવાળાંઓ; પ્રીતિવાળા
સાજન=સજ્જન; સારાં માણસોનો સમૂહ; વરઘોડામાં આવેલાં માણસો
મોખરે=શરૂઆતમાં; આગળ
પડદો=અંતરપટ; કપડાનો આંતરો; આડું કપડું ઝાલી રાખવું તે; કપડાંનું ઓથું
તવો=લોઢાની મોટી તાવી
ધૂપ=સુગંધીદાર ધુમાડો નીકળે તેવા પદાર્થ.
ચલણ=સત્તા; અમલ
સાક્ષી=સાહેદી; નજરે જોનાર
કબૂલ=મરજી મુજબના; સંમત; મંજુર
કબુલાત=મંજુરી
પાલકો=ભરણપોષણ કરનારાં
પ્રમાણપત્ર=ખાતરીનું લખાણ; સર્ટિફિકેટ
લગ્નપત્ર=લગ્ન થયા બાબતનો કાગળ
નોંધનારા=બરાબર સમજાય એમ ટુંકમાં લખનારા

### વિશેષ હકીકત.

પારસીઓમાં પુરુષને પુષ્કળ દોલત મળે છે. પારસી મુસલમાનમાં નજીકના સગામાં પણ લગ્ન કરાય છે અને પુનર્લગ્ન પણ થાય છે. પારસી અને ખ્રિસ્તી કોમમમાં વરકન્યા પરસ્પર પસંદગીથી પરણે છે એટલે પરણેલું જોડું સુખી થવાનો વધારે સંભવ રહે છે. પારસીઓ હિંદુઓને આસરે રહ્યા ત્યારથી પારસી ને હિંદુ કોમના રિવાજોમાં મળતાપણું ચાલુ થયું.

સવાલ-પારસી લોકની લગ્ન ક્રિયા સમજાવો.

### પાઠ ૬૧.

આગ્મેજ=જવલ્લેજ; કદાચ.
દેખાવડી=શોભિતી; સુંદર
ભભકાભેર=દબદબા ભરેલો; આંખને આંજી નાખે એવો; ભપકાવાળો.
સુશોભિત=સારી રીતે શોભે એવો
શોભામાં=સુંદર દેખાવમાં
આંખ જેવા=આંખને મળતાં; આંખ જેવા આકારના.
દીપે=શોભે
કળા કરવી=પીંછાં પહોળાં કરી નાચવું તે;
રમણીય=સુંદર, આનંદકારી
ઢેલ=મોરની માદ;
આરામ=વિસામો; થાક ખાવો તે

### વિશેષ હકીકત.

ચોમાસામાં એ જ્યાં ત્યાં ટહેલતો કે કળા કરતો નજરે પડે છે. એ જ્યારે કળા કરે છે ત્યારે એની આંખમાથી આંસુ પડે છે, તે ઢેલ ઝીલી લે છે, તેના લીધે ઢેલને ગર્ભ રહે છે. પછી તે ઇંડાં મૂકે છે. તે મૂળથીજ ઘણાં શોભિતાં ને કુદરતી રીતે ચિતરામણવાળાં હોવાથી કહેવત પડી છે કે મોરનાં ઈંડાંને તે વળી ચિતરવાં શાં? એના પીંછાંની સાવરણી, પંખા, કલગી વગેરે બને છે. વળી પીંછાંમાંના ચાંદલા દવાના કામમાં આવે છે. સુંદરતામાં એ સૌ પક્ષીઓમાં રાજા જેવો છે. એને જોઈ પ્રભુની કળાનું ભાન આણી પ્રભુ ભજવા.

સવાલ—થોડાંક પશુ અને પંખી નાં નામ દો. પશુ અને પક્ષીમાં શો ફેર છે? મોરનો દેખાવ કહો. મોરને દરેક પગે કેટલાં આંગળાં હોય છે? આંગળાના નખનો એ શો ઉપયોગ કરે છે? મોર કળા ક્યારે કરે છે? મોરની સ્ત્રીને શું કહે છે? મોર શું શું ખાય છે?

## પાઠ ૬૩.

અવયવ=ભાગ; અંગ
જીવન=જીવવું તે
વિકાસ=ખીલવું તે.
નવા છોડ ઉત્પન્ન કરવાનું કામ કરતો નથી=મૂળ, થડ કે પાંદડાંથી નવો છોડ પેદા થતો નથી.
ઉત્પન્ન=પેદા
ભૂષણ=શોભા; ઘરેણું; શણગાર
બલિહારી=ખુબી; લીલા
વિચિત્ર=જુદી જુદી જાતના; ભાત ભાતના
ખુશબોદાર=સુગંધીવાળી
તર થાય=સંતોષ પામે; ધરાય
શુભ પ્રસંગે=ખુશાલીના વખતમાં
આવકાર દેવામાં=માન આપવામાં; સત્કાર કરવામાં
ગજરો=માથે કે હાથે બાંધવાનો ફૂલનો હાર
ગુલાબજળ=ગુલાબની સુગંધવાળું પાણી
અત્તરો=ફૂલનો અર્ક.
ગુલાબદાની=ગુલાબજળ ભરવાનું વાસણ; ગુલાબનું પાણી છાંટવા સારૂ શિરોઈના ઘાટની નાનાં કાણાં વાળા મોંની સોના રૂપાની નકશીદાર ઝારી.
અત્તરદાની=અત્તર રાખવાનું વાસણ; અત્તર વહેંચતી વખતે જે સોના રૂપાના પ્યાલી જેવા વાસણમાં મુકાય છે તે વાસણ.
ખુબી=ચમત્કાર; બલિહારી.
તરેહવાર=જુદી જુદી જાતનાં.

સવાલ—ઝાડના જીવન ને વિકાસ માટે કયા કયા અવયવ જરૂરના છે? છોડનો સુંદરમાં સુંદર ભાગ કયો? ફૂલ શું કામ

કરે છે? ફૂલનો ઉપયોગ ગણાવો. ગુલાબજળ ને અત્તર શેમાંથી બનાવે છે? ફૂલના રંગ તથા આકાર ગણાવો.

પાઠ ૬૪.

ટેવ=ખાસિયત; આદત.

શતપત્ર=સો પાંદડાંવાળું; સો પાં-ખડીવાળું.

સૂર્યકમળ=સૂર્ય દેખાય તેટલીજવાર ખીલેલું રહે ને સૂર્યની સામેજ રહે એવું કમળનું ફૂલ.

ચંદ્રકમળ=ચંદ્ર દેખાય ત્યાં સુધી તેની સામે ખીલેલું રહે એવું કમળનું ફૂલ.

વિકાસ=ખીલવું તે.

રજ=રજકણ; બીજ પેદા કરે છે તે.

પસરાવે=ફેલાવે

કરમાઇ=ચીમળાઇ; સુકાઇ.

રેસા=તાંતણા.

કેશર=બીજ ઉત્પન્ન કરનાર તાંતણા.

ઢાંકણ=પડ.

રક્ષણ=બચાવ.

નાજુક=કોમળ.

વજ્ર=મુખતમાં સખત પદાર્થ

ફૂલની નીચે પાંખડીઓ ચોંટેલ હોય તે સ્થળે તેનું રક્ષણ કર માટે જે લીલો સખત ભા હોય છે તે.

પ્રશ્નો—૧. કેટલાંક સુગંધીદ ફૂલોનાં નામ દો.

૨. કેટલાંક ફૂલોમાંથી વજ્ર બીજા અવયવો જુદા પાડી તે નામ તથા આકાર કહો.

૩. મધ તથા જંતુઓ · ખપનાં હશે?

૪. ઘડીઆળ સિવાય શી ર વખત જાણી શકાય?

૫. કમળની કેટલી જાતો છે તે કઇ કઇ?

૬. ફૂલ કયારે કરમાઇ જાય ં પછી ઝાડનું શું થાય છે? ( ફૂલોમાં રજકણોની આપ લે ઃ ચુકી હોય ને ફળ થવાની ક્રિ ચાલુ થાય કે તરત તેની શોભ જતી રહે છે.)

### પાઠ ૬૫.

મગર=ઘરોળી કરતાં પચીસ ગણું મોટું પ્રાણી
ચુઇ=ઝાલર; શ્વાસ લેવાની કોથળી
વર્ગ=જથો; પ્રકાર
બિહામણું=ભયંકર
ધામાં=ચાઠાં
બેડોળ=કદરૂપું; ઘાટ વગરનું
અણીદાર=અણીવાળું
સુસ્ત=આળસુ
પછાડી=અફાળી

### પાઠ ૬૬.

સપાટામાં=અડફટમાં; લાગમાં; ઝપટમાં
સપાટાબંધ=ઝડપથી
ઉત્પત્તિ=પેદાશ; નીપજ
પુષ્કર=અજમેરમાં એ નામનું તળાવ છે
વિચિત્ર=નવાઇ પમાડે એવી
વર્ણવાએલી=વિગતવાર લખાએલી
ધમારો કર્યો=ઝડપબંધ ચાલવા માંડયું

### પ્રશ્નો.

૧. મગરના શરીરનું વર્ણન કરો.
૨. એ શિકાર શી રીતે કરે છે?
૩. એની ઇંડાં મૂકવાની જગા કઇ? મગરના ઇંડાં કોને બહુ ભાવે છે?
૪. સુકવણાં વખતે એ કયાં જાય છે?
૫. એને અકળાવી મારવાની રીત કહો.

જ. ૫ (દરમાં આંકડાનું ડાળું પાંદડાં સાથે ઘાલવું.)

### પાઠ ૬૭.

ઝાકળ=ઠંડીની મોસમમાં ઝાડના પાંદડાં, પથરા વગેરે પર પાણીનાં જે ટીપાં બાઝેલાં હોય છે તે. (દહાડે બનેલી વરાળ રાતે ઠરી જવાથી એ થાય છે)
કલાકેક=આસરે એક કલાક
કોરાંકટ=સૂકાં; કોરા કડાક; (કડાક=કડકડતાં, મસળવાથી કડકડ અવાજ થાય એવાં)
છિદ્રાળુ=ઝીણાં ઝીણાં ઘણાં કાણાંવાળી

નાળ્હદાની=ચા ઉકાળવાની નાળચા વાળી કીટલી

નાળાં=ખાડી; કોતરડાં

પાઠ ૬૮.

ઉલટું=વિરુદ્ધ; ઉંધું; અવળું

બિંદુ=ફોરાં; પાણીનાં ટીપાં

કરાંનો=બરફના કકડાનો; ઠરી ગએલા પાણીનો

પ્રશ્ન.

૧. વરસાદ, ઝાકળ ધુમસ અને કરાં એ શેનું રૂપાંતર છે?

૨ પાણીનો ઉપયોગ કહો. ખેતીને વધારે માફક પાણી કયું હશે?

૩. કપડાં સુકાવાનું કારણ શું? એ જલદી કયારે સુકાય ને મોડા કઇ ઋતુમાં સુકાય તે કહો

૪. વાદળાં પૃથ્વીથી કેટલાં ઉંચાં રહેતાં હશે ને તે બરફ થઇને પડે તો કયા નામથી ઓળખાય?

પાઠ ૭૦

દોખમું=દખમું; પારસી શબને ઠેકાણે પાડવાનું સ્થળ.

શબ=મુડદું; લાશ

અપવિત્ર=ભ્રષ્ટ; નાપાક,

નિકાલ=છેડો; ફડચો; અંત

છેલ્લી ઘડી=મોતનો વખત.

ઘેઆન=કાઠડી

ઘે સ રે છે=ધર્મશાસ્ત્રનાં વચનો ભણે છે.

ઘેસારણું=ઘેઆન પર શબ મૂકતી વખતે ભણવાના શાસ્ત્ર વચનો

ક્ષણિક=ઝટ નાશ પામે એવો; નાશવંત

અધ્યારૂઓ=પારસી ધર્મ ગુરુઓ

છેલ્લું નમન કરે છે=છેલ્લી વાર માન આપે છે.

રૂહ=જીવ; આત્મા.

ઉઠમણાનો=મુએલાના શોકમાંથી ઉઠવાનો

દિલાસો=ધીરજ

શકિત પ્રમાણે=ગજા મુજબ; સ્થિતિ પ્રમાણે

સખાવત=દાન; પુણ્ય; ધર્માદા.

દશાને દહાડે=મુઆ પછીના દસમા દિવસે.

તિથિ=દહાડો.

ધર્મ ક્રિયા=ધર્મની વિધિ

### વિશેષ હકીકત

૧. હિંદુઓનો ઉજળિયાત વર્ગ શબને અગ્નિદાહ દે છે એટલે ચિતા ખડકાવી બાળી મૂકે છે, તે અગ્નિદાહ કહેવાય છે.

૨. નીચ જાતના હિંદુઓ, મુસલમાનો તથા ખ્રિસ્તીઓ શબ ભૂમિમાં ખાડો ખોદી દાટે છે. તે ભૂમિદાહ કહેવાય.

૩. દરિયા કિનારાના કેટલાક લોકો જળમાં શબને પધરાવી દઇ જળદાહ દે છે.

૪. પારસીઓ ખુલ્લી જગામાં શબને ગોઠવી દઇ સૂર્યના કિરણો દ્વારા નાશ પામવા દે છે, તેને સૂર્યદાહ કહે છે. ગીધ વગેરે ઉંચે રહેનાર પક્ષીઓ મરનારના આત્માને ઉંચે સ્વર્ગમાં લઇ જાય છે એવી તેમની માન્યતા છે.

પારસીની ઠાઠડી ઉપાડનારાને નાસેસલાર કહે છે.

સંન્યાસીઓને છેલ્લા ત્રણે પ્રકારના દાહ દેવાય છે, ને ૧॥ વર્ષની અંદરનાં બાળકોને હિંદુઓ ભૂમિદાહ દે છે. એ વખતે સાથે મીઠું નાખવાનો રિવાજ છે જેથી શબ ઓગળી જાય.

પ્રશ્નો—૧. પારસીઓ શબ બાળતા કેમ નથી ?

૨. જુદી જુદી જાતના દાહ ગણાવો.

૩. દોખમાની રચના સમજાવો.

### પાઠ ૭૨.

મદારી=માંકડાં, રીંછ, સાપ, બકરા વગેરેને કેળવી ખેલ કરાવનાર; વાદીગર; ગારૂડી
ચઢઉતર=વારંવાર ચઢવું ઉતરવું તે
વગડામાં=જંગલમાં; વેરાનમાં; સીમમાં
બચાવ=રક્ષણ
છેડવું=હેરાન કરવું; ઇજા કરવું
ધરાય=તૃપ્ત થાય
બખોલ=પોલાણ
વસંતઋતુ=મહા ને ફાગણ મહીનો
ભુખાળું=ભૂખવાળું; ખાઉધરું

વિચિત્ર=નવાઈ; અચંબો; અચરજ
શરીરની ચરબીપર જીવે છે=ઊંટની પેઠે પોતાના કલેજામાં ભેગી કરેલી ચરબીપર નિભાવ કરે છે
ચરબી=માંસમાંથી બનતો ઘી જેવો ચીકણો પદાર્થ
બેડોળ=ખરાબ દેખાવવાળું
કઢંગી=ઠેકાણા વગરની; ઢંગધડા વગરની; બેડોળ

પ્રશ્ન–૧. રીંછ કેટલી જાતનાં થાય છે? તેના રંગ ઉપરથી તે ક્યાં રહેતું હશે તે કહી શકશો?

૨. ઊંટ અને રીંછમાં કઇ બાબતની ખાસ વિચિત્રતા છે?

૩. એ પ્રાણીને કેળવીએ તો કેળવી શકાય છે, તે શા પરથી કહી શકશો?

૪. રીંછથી બચવાનો ઉપાય શો?

૫. રીંછની ચાલ કઢંગી શા માટે?

૬. રીંછના વાળ ને નખનો ઉપયોગ કહો.

૭. રીંછને શું ઘણું ભાવે છે?

### પાઠ. ૭૨.

સ્વાદિષ્ટ=સ્વાદવાળાં;
તબીઅતને=તંદુરસ્તીને
હાનિ=નુકસાન
બીજપત્ર=બીને રહેવાનું ઠેકાણું
ગર=માવો; છાલ અને બી વચ્ચેનો નરમ પદાર્થ
ગુણકારક=ફાયદાકારક; લાભકારક
કઠોળ=વાલ; વટાણા; ચોળા વગેરે; દ્વિદળ ધાન્ય
ફણગો=પીલો; કાંટા જેવો કુમળો ભાગ
પુષ્ટિકારક=જોર આવે એવું

### પાઠ ૭૩.

ચોટલી=નળિએર ઉપરના રેસા. (એ જટા જેવા હોય છે જેનાં કાથાનાં દોરડાં બને છે તે)
કોપરેલ=કોપરાનું તેલ
કિરનાઇન=તાવ ઉપર ધોળી કડવી દવા ભુકો કે ટીકડી રૂપે અપાય છે તે. (એ ગુલાબી રંગનું પણ હોય છે, ને લીંબુના રસમાં પિગળાય છે)

વલ્કલ=ઝાડની છાલનાં લુગડાં
તાડપત્ર=તાડના ઝાડના પાંદડાં
પુસ્તકોના સંગ્રહમાં=પુસ્તકાલયમં; સંગ્રહસ્થાનમાં

પ્રશ્નો–૧. ઠળીઆવાળાં ને ઠળીઆ વગરનાં થોડાં ફળ ગણાવો.

૨. બેદાળ થાય એવાં અને ફાડ નથી હોતી એવાં થોડાક ધાન ગણાવો.

૩. બી એક સ્થળેથી બીજે સ્થળે શી રીતે જાય છે તે દાખલો આપી કહો.

૪. તાડપત્ર, કિવનાઇન, કોપરેલ અને લીંબુનો ઉપયોગ શો ?

૫. ઝાડના કયા કયા ભાગ રોપ-વાથી તે ઊગી શકે છે તે દાખલા આપી કહો.

જ.–૫. અનાજ વગેરેનું બી ઊગે છે.
શેરડી વગેરેની આંખ ફુટે છે.
ફૂલઝાડની કલમ ઊગે છે.
એલચો, હંસરાજ વગેરેનાં પાંદડાં ઊગે છે.
સુરણ, બટાટા વગેરેના કંદ ઊગે છે.
ધાણાના અડખીઆમાંથી છોડ ઊગી શકે છે.
વડની વડવાઇમાંથી વડ બને છે.

## પાઠ ૭૪.

પાટનગર=રાજધાનીનું શહેર. (અમદાવાદ એ હિંદુસ્તાનનું મૅન્ચેસ્ટર છે. પૃથ્વી પર ઉત્તમમાં ઉત્તમ ઘણું કાપડ બનાવનાર ઇગ્લંડમાં મૅન્ચેસ્ટર શહેર છે, તેમ હિંદુસ્તાનમાં અમદાવાદ છે.)

સુલતાન=નાનો પાદશાહ.

ભદ્ર=કલ્યાણ. એ નામનો કિલ્લો, (જેમાં કચેરીઓ તથા ભદ્રકાળી માતાનું મંદિર છે તે, કલ્યાણ-કારી માતાવાળું મોટું સ્થાન)

પેશ્વા=મરાઠા રાજાઓના પ્રધાન. (શિવાજી છત્રપતિના વંશજોએ નીમેલા. પેશનો અર્થ રજુ કરવું, રાજા આગળ હકીકત રજુ કર-નાર પુરુષ. પાછળથી એમણે પોતાની ગાદી પુનામાં સ્થાપી. મરાઠાઓથી નોખો પોતાનો વંશ

ચલાવ્યો હતો. દક્ષિણના રાજ્યકર્તા બ્રાહ્મણો.)
કોલકરાર=શરતો; કબૂલાત; લખાણ; તહનામું.
કંગાળ=નિર્માલ્ય; દરિદ્રી.
નદીનું પાત્ર=નદીનું તળીયું; એક કાંઠાથી બીજા કાંઠા સુધીનો ભાગ.
છવાયાં=ઢંકાયાં
ગર્દાબાદ=ધૂળનું શહેર (ગર્દ=ધૂળ+આબાદ=શહેર)
બિમારીસ્તાન=માંદગીનું ઠેકાણું (બિમારી=માંદગી+સ્તાન=ઠેકાણું;)
જહાનમાબાદ=નરકનું ઠેકાણું (જહાનમ=નરક)
કેનારાથી=નકલથી; અસલ લખાણના નમુના ઉપરથી
ઓસારવાળો=જાડાઇ અથવા પહોળાઇ વાળો
ઘટામાંથી=ઝાડોનાં ડાળાં ને પાંદડાંના ભરાવામાંથી
ચેતારા=ચીતરનારા
જડીઆ=સોનામાં હીરા, માણેક બેસાડનાર
કાંકરો સુદ્ધાં=કાંકરા પણ

પાઠ ૭૫.

ભવ્ય=દબદબા ભરેલું; ભભકાદાર; શોભાવાળું; મનોહર
રમ્યત=શોભા; સુંદરતા
સંગીનતા=મજબુતી; ટકાઉપણું
ભરચક=પુષ્કળ
પૂરા જોસમાં=પુરતા જુસ્સામાં; પુષ્કળ
ભવ્યતા=મોટાઇ; દબદબો
ટોડા=ઝરૂખાવાળા મિનારા
ધ્યાન ખેંચે=જોવાનું મન થાય
ન્યાયાધીશ=જજ સાહેબ; ઇન્સાફ કરનાર
કારંજ=ફુવારાવાળો બાગ
પુસ્તકાલય=લાયબ્રેરી; ચોપડીઓ તથા વર્તમાનપત્રો રાખવાનું ઠેકાણું
સભાગૃહ=સભા ભરવાનું મકાન; લેકચર હોલ
ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ=એ

નામની ગુજરાતી ભાષાની ખિલ-
વણી કરનાર મંડળી
સોસાઇટિ=મંડળી
સાહિત્ય=ભાષાનાં સધનો; (ગુજરાતી
ભાષાનાં સારાં સારાં પુસ્તકો
અહીંથી પ્રકટ થાય છે)
વૃદ્ધિ=વધારો
પ્રાર્થના મંદિર=પ્રાર્થના કરવાનું
ઠેકાણું
દમદમા ભરેલો=ઠાઠમાઠવાળો
હાંફે=સુખાએ
રોનકદાર=સુશોભિત
રોજો=મોટી કબર; કબર ઉપર
બાંધેલું મોટું મકાન
રચના=બનાવટ
ઘેરાવો=ફરતો ઘેર
ત્રણ તાંતણે=રેશમ, કસબ અને
સૂતર એ ત્રણના તાર વડે
આબાદ=સુખી
સાહસિક=જોખમ ખેડનાર
પીતાંબર=કિંમતી ધોતીઉં, પુરુષ
વર્ગ પહેરી શકે તેવું રેશમી
લુગડું

પરગજુ=પરોપકારી
શાણા=ડાહ્યા
સપ્તર્ષિ=સાત ઋષિઓ (ગૌતમ,
ભરદ્વાજ, વિશ્વામિત્ર, જમદગ્નિ,
વસિષ્ઠ, કશ્યપ ને અત્રિ)
આરા=ઓવરા
કાર્તિકી=કાર્તકમાસમાં આવતી

પ્રશ્નો. ૧. અમદાવાદમાં જોવા લાયક સ્થળો કયાં કયાં છે?

૨. એ શહેર કયા કયા અને કેટલા તાંતણા વડે આબાદ થયું છે.

૩. કાર્તિકી પુનેમપર મેળો ભરાય છે તે જગા કઇ?

૪. અમદાવાદનું શું શું વખણાય છે.

૫. અમદાવાદ શહેરનાં જુદાં જુદાં નામ કોણે અને શાથી પડયાં?

પાઠ ૭૭.

ઓળંગીને=પાર ઉતરીને
માત્ર=ફકત
સરદાર=આગેવાન; મુખ્ય ઉપરિ
સૈકામાં=સો વરસના કાળમાં, સદીમાં
સેંકડામાં

૧૫મા સૈકામાં=ઇ. સ. ૧૪૦૧ થી ૧૫૦૦માં
વણજારો=પોઠીઓ પર માલ લાદી એક ગામથી બીજે ગામ લઇ જનાર વેપારીઓ
દેશાવર=પરદેશ
જાહોજલાલી=આબાદી; મોટા વૈભવ વાળો ઠાઠમાઠ.
કોટસરીલ્લ=કોટની પડોશને કોટને લગતો ભાગ
ફરમાન=હુકમ; સંદેશા
ધામધુમથી=દમદબાભેર
ફિરંગી=પોર્ટુગીઝ
વલંદા=ડચ; હોલંડના રહેવાસીઓ
અંગ્રેજો=ઇંગ્લંડના રહીશો
ફ્રેંચો=ફ્રાંસના રહેનાર.
કોઠી=વખાર
ધમધોકાર=ઝપાટાબંધ; પુર જોસમાં; ખુબ
પેન્શન=કામગીરીપરથી પરવાર્યા પછી જીવતાં સુધી કે વંશપરંપરા મળતી નક્કી કરેલી રકમ.

## પાઠ ૭૮.

નિરાધાર=ગરીબ; આધાર વગરના
છાયાજ=માત્ર નામજ; દેખાવજ; આભાસજ
ઉપરાઉપરી=એકપર એક; એક પુરી ન થાય એટલામાં બીજી
રોનકદાર=સુંદર શોભા તથા કારીગરીવાળાં
રસિક=મઝાવાળા; વિનોદી; રસીલા
સંસ્કારી=સારી રીતે કેળવાએલા
કવિ નર્મદ=નર્મદાશંકર કવિ
અશ્વિનીકુમાર=એ નામની તાપી નદીને કાંઠે જગા છે. (સૂર્યની ઘોડીથી થએલા બે પુત્રો. એ દેવતાઓના વૈદ છે)
ગુપ્તેશ્વર=એ નામના મહાદેવ છે
આચાર્યજી=વલ્લભાચાર્યજી
ઘાટો=ઓવારાઓ
પ્રાચીન=ઘણું જુનું
કાંતારેશ્વર=જંગલમાં આવેલા મહાદેવનું નામ છે. (કાંતાર=જંગલ)

## વિશેષ હકીકત.

મોગલાઇ વખતમાં સુરત બાબુલ મક્કા એટલે મક્કાનો દરવાજો કહેવાતું પેશ્વાઈ વખતમાં સુરત સોનાની મુરત ( મૂર્તિ ) ગણાતું. વળી એ ચોર્યાસી બંદરનો વાવટો તથા સુરત અઠ્ઠાવીસી નામે પણ ઓળખાતું. અઠ્ઠાવીસી કહેવાવાનું કારણ એને તાબે અઠ્ઠાવીસ પરગણાં હતા. ગોપી શેઠે સુરજના પૈસા આ શહેર વસાવવામાં વાપર્યા તેથી સુરત નામ રહી ગયું. અહીં જરીકામ પુષ્કળ થાય છે. શહેરમાં સંચા કરતાં હાથવણાટ પુષ્કળ થાય છે, નવાં આશ્રમો અશક્તાશ્રમ, બાળાશ્રમ, વનિતા વિશ્રામ, મહિલા વિદ્યાલય, સંસ્કૃત પાઠશાળા, પારસી અનાથાશ્રમ, સુતારવાડખાતું તથા પાટીદાર આશ્રમ, અનાવિલ આશ્રમ વગેરે જોવા જેવાં ને ઉપયોગી સ્થાનો છે. સુરતી લોકો લહેરીલાલા ગણાય છે. અહીંની ઘારી, પાપડી, બરફી ને સાડી ખૂબ વખણાય છે.

સવાલ–સુરત ક્યાં આવ્યું ? સુરતને સામે કયું ગામ છે.? ઇ. સ. ૧૧૯૪ માં શો બનાવ બન્યો ? ગોપીપરૂં, ગોપીતળાવ, રાણીતળાવ, રાણી ચકલો એ નામ શા પરથી પડયાં ? સુરતનું જૂનું નામ શું ? સુરતની જાહોજલાલીની વાત કહો. સુરતમાં આઠ લાખની વસ્તી કયા સનમાં હતી ? શહેરને કેટલા કોટ હતા ? માંહેના કોટને ઠેકાણે હાલ શું છે ? શહેરને કેટલી ભગળો હતી ? બરાનપુરી ભાગોળ, નવસારી ભાગોળ, દિલ્હી દરવાજો નામ પડવાનું કારણ શું ? દિલ્હી દરવાજા કયા કયા શહેરોમાં છે ? સુરતમાં કોની કોની કોઠી હતી ? એ કોઠીઓ ક્યાં હતી અને હાલ ત્યાં શું છે ? સુરતનો કિલ્લો કોણે બાંધ્યો ને શા માટે ? શિવાજીએ સુરતને કેટલી વખત લૂટ્યું ને કયા સૈકામાં ? ઇ. સ. ૧૭૩૩

થી ૧૮૦૦ સુધી સુરત કોના તાબામાં હતું ? ત્યાર પછી કોના હાથમાં આવ્યું ? ઇ. સ. ૧૮૧૩ ને ૧૮૩૭ માં શો બનાવ બન્યો ? સુરતના લોકોના ગુણ ગણાવો. શહેરમાં જોવા લાયક કઇ કઇ જગાઓ છે ? સુરતમાં હાલમાં કયો કયો વેપાર ચાલે છે ? સુરતમાં મોટામાં મોટો મેળો કયે દિવસે ભરાય છે ? તાપી નદીને કાંઠે કયાં કયાં પવિત્ર સ્થળો છે ? શહેરમાં મંદિરો કયા કયા છે ? કાંતારેશ્વર મહાદેવ નામ પાડવાનું કારણ શું ? સુરત જિલ્લાના મોટાં ગામ ગણાવો. સિદ્ધનાથ મહાદેવનું દહેરું કયાં છે ને તે કોણે બંધાવેલું ? સુરત જિલ્લાના જાત્રાનાં ઠેકાણાં તથા હવા ખાવાનાં સ્થળ ગણાવો.

પાઠ ૬.

માગ મુકાવે=માર્ગ મુકાવે; કોઇને જવાનો રસ્તો કરવો, તેને માન આપવું; તે તેને માર્ગ આપવો કહેવાય

માગ=રસ્તો,

પૂર્ણ=પુરો

વાન=શરીર

નૃપતિ=રાજા

નામે=નમન કરે; નમે

વિવેક=ખરું ખોટું સમજવવાની શકિત

વિમળ=ચોકખી; શુદ્ધ

વાણી=બોલી

વશ=તાબે

વિશ્વ=દુનિયા; જગત

મોહિની=મોહ ઉત્પન્ન કરે એવી; મોહ પમાડનાર

સદ્વિદ્યા=સાચી વિદ્યા

વિશાળ=મોટું; કીમતી

વડું=મોટું

કશું=કંઇ પણ

કશું=કંઇ હિસાબમાં

વિદ્યાવિહીન=વિદ્યા વગરનો; અભણ.

મૂઢ=મૂર્ખ; અભણ કંઇ સમજે નહિ એવો;

બગ્ગા=બગલો
કોકિલ=કોયલ
કગ્ગા=કાગડો; કાગ
જથમ=જેમ
રંકા=ગરીબ; નિર્ધન
સિંધુ=દરીઓ; સમુદ્ર
ટંકા=ટાંકું
પ્રાક્રમી=બહાદુર; શૂરવીર
શિર=માથું; મસ્તક
મોર=મોટો; શ્રેષ્ઠ
ચોર=ચોર જેવો; આબરૂ વગરનો

**સમજુતી:**—વિદ્યા રસ્તો કરી આપે છે. વિદ્યા પુરેપુરી આબરૂ મેળવે છે; વિદ્યા વડે શરીર શોભે છે મતલબ કે વિદ્વાન તરફ સૌ જુએ છે. રાજા પણ વિદ્યાને–વિદ્વાનને નમે છે; વિદ્યામાં વિવેક રહેલો છે, વિદ્યાથી વાણી શુદ્ધ થાય છે; દુનિયામાં વિદ્યા મોહ પમાડનાર છે, દુનિયા વિદ્યાને તાબે રહે છે; સાચી વિદ્યા એ કીમતી જવાહીર છે, વિદ્યાથી કંઇ પણ મોટું નથી; સારી વિદ્યા આગળ પૈસો કંઇ હિસાબમાં નથી, મતલબ વિદ્વાનના આગળ પૈસાદાર કંઇ ગણતરીમાં નથી, વિદ્યા વગરનો માણસ તે ઢોર જેવો છે. (૧)

હંસ આગળ જેમ બગલો શોભતો નથી, તેમ પંડિત આગળ મૂર્ખ શોભતો નથી; જેમ કોયલ આગળ કાગડો, તેમ વિદ્વાન આગળ મૂર્ખને જાણવો; જેમ રાજા આગળ ગરીબ માણસ, તેમ વિદ્વાન આગળ મૂર્ખને જાણવો; જેમ દરીઆ આગળ ટાંકું કંઇ ગણતરીમાં નથી તેમ વિદ્વાન આગળ મૂર્ખ કંઇ ગણતરીમાં નથી; વિદ્વાન ઘણા પરાક્રમવાળો છે. તેથી વિદ્વાન બધાને માથે એટલે બધા કરતાં શ્રેષ્ઠ છે; સામળ કવિ કહે છે, કે વિદ્વાન આગળ તો મૂર્ખ ચાકર ને ચોર જેવો છે. (૨)

**સાર**—વિદ્યા ધન જેવું બીજું ધન નથી માટે વિદ્યા મેળવવા મહેનત કરવી.

### પાઠ ૧૧.

ડસે=વડોદરાના 'વ' સાથે મળનો વડેસે શબ્દ કવિએ વર્ણ સગાઇ જાળવવા વાપર્યો છે. એથી એક શબ્દ સાથે વાંચતાં ઝમક આવે છે. વડની છાયા સર્વ ઝાડોમાં વધારે ઘાડી ને આશ્રય લેતાં વધુ આરામદાયક જણાય છે. તેમ કવિ વડોદરાને ગુજરાતનાં સર્વ નગરોમાં મુખ્ય સ્થાન આપી એ સ્થાનની તથા એના અધિપતિ ના૦ સયાજીરાવની છાયાને વખાણે છે. સાહિત્યરૂપી વાડીનાં સાક્ષરો રૂપી પક્ષીઓ આરામ સાથે આનંદ ભેગાં ભોગવી શકાય એવા મોટા વટવૃક્ષ વડોદરામાં ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદમાં મળે છે; તે વખતે ત્યાં જવાને પ્રેરણા કરતો આ રસિક સંદેશ લલિત કાવ્યોમાંનું એક પ્રાસંગિક કાવ્ય છે. ગુજરાતનું રાજકીય પાટનગર અમદાવાદ છે, જ્યારે સાહિત્ય વિષયક પાટનગર વડોદરા છે. શ્રીમંત સરકારના આશ્રય હેઠળ અનેક વિદ્વાનો ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરવાને ત્યાંથીજ પોતાનો પરિશ્રમ પ્રકાશિત કરતા રહ્યા છે. આથી કવિ વડોદરાને વટવૃક્ષની (વડવૃક્ષની) ઉપમા આપે છે, એ અક્ષરશઃ સત્ય છે. એ તો ગુર્જરભાષાભૂષણ પ્રેમાનંદનું વડોદરા!!

રસિયાંજન=સાહિત્યરસિક માણસો
વિવિધ=જાતજાતના
અળઅળને=મળેસેઝળેસે
ઉર=અંતઃકરણ; છાતી
વિરામ=આરામ
વિશ્રંભે=વિનોદમાં
અવિરામ=આરામ લીધા વગર
ધીર ગંભીર=દબદબા ભરેલી મનોહર
ઘટા=જથો
છટાભરી=મોહક રીતે; ઓર રીતે
ડોલે=સુદર લહેકા કરે
કિલકિલાર=કલ્લોલ
પખીજન=એ આનંદ કલરવમાં ભાગ લેનાર માણસો

અબોલ=બોલાય નહિ એવા ભાવથી ભરપૂર ને વાણીથી પ્રગટ થાય નહિ એવા

પ્રભુગીત=મોટાંઓનાં વાણીગાન

પ્રભુતાની=મોટાંઓની મોટાઇવાળી

રસિયાછરાજ=રસિકોમાંજ શ્રેષ્ઠ

પ્રેમાનંદ=પ્રાચીન કવિનુ નામ છે

જટાતરંગે=વડવાઇએ; જટારૂપી મોજાંએ

રસપ્રકાશ રેલે=રસનું તેજ બધે રેલમછેલ થઇ રહે

હેલે=હેલી થવાથી; રસનીજ હેલીઓ થાય

ઉછરંગે=(૧) ઉમંગભેર; ઉત્સંગે; (૨) ખોળે

સંગવિહારે=સાથે મોજ કરવાથી.

મ્હાલીએ=ભોગવીએ.

રસાળ=રસથી ભરપુર.

લલિત=જન્મશંકર મહાશંકર બૂચ એમની ટૂંક હકીકત પાઠ ૭૬ના અર્થને છેડે જુઓ.

**સમજુતી**–હે સાહિત્ય રસિક માણસો, ચાલો વડોદરાને વડલે (વડોદરે) જઇએ. આધિ, વ્યાધિ ને ઉપાધિથી બળી ઝળી રહેલાં અંતઃકરણ (ડારી) ત્યાં આરામ મેળવીએ. ત્યાં વિનોદમાંજ આરામ લઇએ. સાથે સાથે વિરામ લીધા વગર કંઇક વાતો (પણ) વિચારીએ. (૧)

અહાહા! એ (વડલા)ની દમદમા ભરેલી મનોહર ઘટા કંઇ ઓર રીતે સુંદર લહેકા કરે છે. (એ વડલારૂપી સાહિત્ય પરિષદમાં) ભાવથી ભરપુર ને વાણીથી બોલાય નહિ એવા બોલે, સાક્ષરોરૂપી પંખીજન કલ્લોલ કરતાં જણાશે. ચાલો, ચાલો. એ એ મોટેરાંઓની વાણીરૂપ ગીતો સાંભળીએ, અને પ્રભુતામાં પગલાં માંડીએ. (એ મોટેરાંઓની રીત અમલમાં મૂકીએ) (૨)

ત્યાં રસિકોમાં શ્રેષ્ઠ કવિવર પ્રેમાનંદ વડવાઇને હીંચકે ઝૂલે છે. (તેમની વાણી દ્વારા) રસનીજ હેલીઓ થવાથી બધે રસનું તેજ રેલંમછેલ થઇ રહ્યું છે (૧) ત્યાં

ઉમંગભેર હિંચકા ખાઇએ (૨)
તેમને ખોળે બેસી હિંચકા ખાઇએ.
તેમની સાથે મોજ કરવાથી વિશાળ
બનીએ, અને હે સાહિત્ય શોખીન
માણસો, રસથી ભરપુર જીવન
ભોગવીએ. (૩)

**૧૪ મા પાઠની સમજુતી**
**૧૧ મા પાનામાં જુઓ.**

**પાઠ ૧૯.**

હારણ નર=હિંમત વગરનો માણસ
ઉદય=ચઢતી; આબાદી
નિંદાયે=વગોવાય
પાંચમાં=પાંચ માણસ બેઠાં હોય તેમાં
પંકાયે=વખણાયે
સંબંધી=સગાંવહાલાં
સાલ=નડતર; શૂળ; કાંટો; વિઘ્ન; અડચણ રૂપ
અણસમજુ=મૂર્ખ; સમજણ વગરનો
બાલ=બાળક
યશ=જશ; આબરૂ; કીર્તિ
લેખે=ગણે; માને
સદૈવ=હંમેશાં; નિત્ય
ભારૂં=અકારૂં; નઠારૂં
નરતું=નઠારૂં; ખરાબ;ભુંડું
કાયા=શરીર
થરથરે=ધ્રૂજે; કંપે

**સમજુતી**–જે હિંમત વગરનો માણસ હોય છે, તે મૂર્ખમાં ગણાય જે હિંમત વગરનો માણસ હોય, તેની ચઢતી થતી નથી. જે હિંમત વગરનો માણસ હોય, તે બધામાં વગોવાય છે. જે હિંમત વગરનો માણસ હોય. તે પાંચ માણસો હોય તેમાં વખણાતો નથી. વળી જે હિંમત વગરનો માણસ હોય, તે સગાંસંબધીઓને પણ કાંટારૂપ છે. એવા સમજણ વગરના–મૂર્ખ માણસો ઉંમરમાં (ભલે) મોટા થયા, તોપણ તે નાના બાળક જેવાજ ગણાય છે? (૧)

હિંમતવગરનો માણસ વખણાતો નથી. તે બીજાના જોરથીજ, તાણ્યો તણાય છે, (પારકી અક્કલે ચાલે છે, એટલે બીજા જેમનો વાળે તેમ તે વળે છે; અથવા બીજા જેમના વળે છે તેમનો તે વળે છે). હિંમત

વગરનો માણસ સારૂં કામ કરીને કોઈ પણ દિવસ પોતાની કીર્તિ વધારી શકતો નથી. હિંમત વગરનો માણસ જીવવા કરતાં મોત-મરણ સારૂં છે, એમ માને છે. હિંમત વગરના માણસ હંમેશાં બધાં સુખો ખરાબ છે, એજ વાત સાચી માને છે. વળી જે હિંમત વગરનો માણસ હોય, તે સામા માણસને પૂછીપૂછીને કામ કરે છે; તેમાં જો કાંઇ સારૂં માઠું થાય તો તેથી તેનું આખું શરીર ધ્રુજી ઊઠે છે. (૨)

### પાઠ ૨૩.

સ્વદેશ=પોતાનો દેશ; પોતે જન્મ્યા હોઇએ તે દેશ.
સ્તોત્ર=સ્તુતિ; વખાણની કવિતા.
ભરતભૂમિ=ભરત રાજાનો મુલક; હિંદુસ્તાન
રઢિયાળી=સુંદર; ખુશનુમા
યશાગી=કીર્તિવાળી.
સુશીલ=સારા ગુણથી ભરપુર; સારા સ્વભાવવાળી
પુનિત=પવિત્ર
ચુમી=ચુંબન કરી
વંદું=નમન કરૂં; પગે લાગું.
હરદમ=દરેક શ્વાસે; પળપળે; હમેશ
અનેક=ઘણાં વધારેજ.
વિશેષજ=ખુબીઓ; વિશેષતા
અલૌકિક=આ દુનિયામાં બીજે ન મળે એવો; વિલક્ષણ; અસાધારણ
હારે=મુકાબલે; બરાબરીમાં
કોહીનૂરે=કોહીનૂર સાથે
અન્ય=બીજા.
વણ=વગર; વિના
શેલડી=શેરડી
ભક્તિ=પૂજ્ય ભાવ સાથે તેવુંજ આચરણ
નામે નહિ=લગારે નહી
એક=એકલા
વેઠ=હલકી તાબેદારી
અખંડ=અટક્યા વગર
લહી=લીધી; કીધી
ઓડ=ગરદન
કહી=ક્યારેક; કોઇ પણ વખત

ધિક્=ધિક્કાર
ઠીક=સારા
જાતિ=પોતાની જાતનો સમૂહ
દાઝ=બળતરા; લાગણી
અધિક=વધારે
જન્મ જન્મી=પેદા થઇ
જન્મભૂમિ=જે દેશમાં જન્મ થયો હોય તે દેશ
ચહે=વહાલ રાખે
સૃષ્ટિક્રમ વિરુદ્ધ=કુદરતી નિયમથી ઉલટું
રાક્ષસ=સેતાન; હેવાન
રાક્ષસે=રાક્ષસ પણ
રૂડા=ભલા
સ્વપક્ષે=પોતાના સમૂહમાં
રજ=રજકણ
રગેરગ=નસેનસમાં
ધુમી=પસરી; ફેલાઇ
**નવલરામ**=સુરતના ત્રણ નમામાંના એક, ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ સાક્ષર શ્રી નવલરામ લક્ષ્મીરામ હતા. તેમણે નવલગ્રંથાવળીના ભાગો, આમેરૂં, મેઘદૂતનું ગુજરાતી ભાષાંતર મેઘ છંદમાં કરીને તથા શિક્ષણ સંબંધી વ્યુત્પત્તિપાઠ તથા નિબંધ રીતિ લખીને ભાષાને સમૃદ્ધ કરી છે. જાતે નાગર હતા. બીજા બે નાગર સુરતના નમામાં કવિ નર્મદાશંકર લાલશંકર અને વડોદરા રાજ્યના દિવાન સાહેબ મનુભાઇના પિતાજી નંદશંકર તુળજારામ માસ્તર હતા.

**સમજુતી**—હે મારી ભરત ભૂમિ! તારાં ચરણને ચુંબન કરૂં છું. તું રૂપાળી, ખુશનુમા, કીર્તિ-વાળી, સારા સ્વભાવવાળી, અને પવિત્ર છે. તને હમેશ-દરેક શ્વાસે હેતથી નમન કરૂં છું. તારી જય હો, જય હો. દુનિયામાં ઘણાએ દેશ છે. એ બધામાં કંઇ કંઇ ખુબીઓ છે; પણ તું તો આ દુનિયામાં બીજી ન મળે એવી એકજ છે. હે મારી ભરત ભૂમિ(૧)

હિમાલય પર્વતને મુકાબલે આવે (મુકાય) એવો કોણ (પર્વત બીજા કયા દેશમાં) છે? (૧) કોહીનૂરને મુકાબલે બીજા હીરા હાર ખાય

એમ છે. (૨) કોહીનૂર સાથે બીજા હીરા (બીજા દેશના) મુકાબલે આવે (મુકાય) એમ છે ? શેરડી વગર સરસ સાકર ક્યાંથી (થાય)? હે મારી ભરતભૂમિ. (૨)

જન્મભૂમિની ભક્તિ તો લગારે જાણી નહિં. એકલા ( પોતાના ) પેટની હલકી તાબેદારી વગર અટ-કયે કર્યા કીધી. બળદીઆએ કોઇ પણ વખત ગરદને ઉંચી ના કરી (રાત દિવસ બળદીઓ નીચી ગર દને ભાર વહ્યા કરે છે, તેમ) જન્મ ભૂમિની ભક્તિ જાણ્યા વગર એકલા પેટની વેઠ કર્યા કીધી હોય તેવા– હે મારી ભરતભૂમિ. (૩)

એવા માણસને ધિક્કાર છે, ધિક્કાર છે, ધિક્કાર છે. એના કરતાં તો કીડી ને કાગડા પણ સારા છે, કે જેમને પોતાની જાતિના જથાની લાગણી (એવા માણસો કરતાં) વધારે છે. ( કીડીઓ સંપે મળી કામ કરે છે–ઝાઝી કીડીઓ સાપને તાણે; તેમ કાગડાઓ એકાદ કાગડાને મરેલો જુએ તો 'કા કા કરી મૂકી કાગડાનું કુટુંબ ભેળું કરે છે. કોઇ જગાએ મરેલું ભક્ષ્ય જમણવારનો એઠવાડો જુએ તો જાતે પેટ ભરી બેસી રહેતા નથી પણ બીજાઓને ખબર આપી ભેગાં કરી આનંદ ઉજાણી કરે છે એમને કવિએ વખાણ્યાં છે. ) મારી ભરતભૂમિ (૪)

જન્મ લીધા પછી જે દેશમાં પેદા થયો હોય તે દેશને ચાહે નહિ, તે માનવી કુદરતી નિયમથી ઉલટા આચરણવાળો રાક્ષસ છે અરે, રાક્ષસ પણ સારા, કે તે પોતાના પક્ષમાં સંપીને રહે છે (મતલબ કે તેનાથી પણ તે બુરો છે). હે મારી ભરતભૂમિ (૫)

હે પવિત્ર ભારત માતા, તારાં રજકણોને ચુંબન કરતો હું તને હંમેશ સેવું-તારી સેવા કરૂં. મારા નવલનાં ધન્ય ભાગ્ય છે કે તું જ (મારી) જન્મભૂમિ છે. તારા તરફનો પૂજ્યભાવ મારી નસેનસમાં

પસરી રહ્યો છે. હે મારી ભરત ભૂમિ, તું રૂપાળી, ખુશનુમા, કીર્તિ વાળી, સારા સ્વભાવવાળી, અને પવિત્ર છે. હું તારા ચરણને ચું. બન કરૂં છું. (૬)

× × × ×

(કવિ નર્મદે ગરવી ગુજરાતનાં યશોગાન ગાયાં, ત્યારે નવલે ભરત ભૂમિને પોતાની વિશાળદૃષ્ટિથી જન્મભૂમિ જણાવી તેને સર્વ દેશની સરખામણીમાં સર્વો- પરિપદે સ્થાપી, નવલે રાક્ષસ ભાવ ત્યાગવા પ્રેર્યા ને નર્મદે તો અરુણું પરભાત જોઇ ભાવનાવંતાંઓ સાથે ઘૂમવા માંડયું. બેઉને ધન્ય હો; કેમકે બેઉએ જનતાને દેશ- ભક્તિને પંથે પ્રયાણ કરાવ્યું)

પાઠ ૨૭.

કલરવ=મીઠા; સમજાય નહિ એવા કાલા શબ્દ

મુખડું=મધુર મુખ

સુણવવા=સંભળાવવા

આંગણિયે=આંગણામાં

સુરગાન=દેવતાઈ ગીત; દેવતાઓનાં ગાયન

નવનવલા=નવાનવા

ભિંજવવા=હૃદયને સ્નેહભીનાં કરવા

ગુલ=ફૂલ

અણુ ખૂલેલી=બીડાયલી; ખુલ્યા વગરની

રમ્ય=રમવા લાયક

ઉષા=પ્રાત:કાળ; સૂર્ય ઉગ્યા પહે- લાંનો રમણીય સવારનો વખત

રેલી=રેડી

કેલિ=રમત

પેખી=જોઈ

સ્વર્ગ કુસુમ=દેવતાઇ ફૂલ

કુસુમ=ફૂલ

ધરણીકેરાં=પૃથ્વીનાં

નેન=નયન; આંખ

અનેરાં=અદ્‌ભુત; કોઇનાં જોયાં નહિ હોય એવાં

નમેરાં=મહેર વગરનાં; નિર્દય; ઘણાં સખ્ત

કવિ બાળકને દેવતાઇ ફૂલ કલ્પી તેની નિર્દોષતા અને હાસ્ય વડે

માતપિતાના હૃદયમાં દુનિયાનાં સખ્ત દુઃખ ભરેલાં હોય તે ભૂલી જવાય છે તેનું રસપૂર્ણ ચિત્ર આલેખે છે.

ખબરદાર=અરદેશર ફરામજી ખબરદાર એક પારસી વિદ્વાન ગૃહસ્થ છે. એમનું ગુજરાતી ભાષાનું જ્ઞાન એક સંસ્કૃતજ્ઞ ગુજરાતીને હંફાવે એવું છે. એમણે રસિકા, પ્રકાશિકા, વિલાસિકા વગેરે કાવ્ય ગ્રંથોદ્વારા ગુજરાતી ભાષાની અનુપમ સેવા બજાવી છે સાક્ષરવર્ગે એમનાં રસદા તરબોળ ગુજરાતીથી સંતુષ્ટ થઇ એમની સેવાની કદર પીછાણી ભાવનગરની ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના સાતમા અધિવેશનમાં ખાસ સાહિત્ય વિભાગના પ્રમુખ પદે એમને સ્થાપિત કર્યા હતા. તે વેળાનું એમનું ભાષણ આખી પરિષદ્‌ની મોટામાં મોટી યાદગીરી રૂપ નીવડયું છે વીરરસનું એમનું કાવ્ય 'શૂરા બાવીસ હજાર' વાળું તથા 'અમે ભરતભૂમિના પુત્રો' અને 'ગુણવંતી ગુજરાત' ની કવિતામાં પ્રકટ કરેલી માતૃભૂમિની ભક્તિભાવના વાચકના હૃદયમાં સોંસરી ઉતરી જાય એમ છે. ગુજરાતી ભાષામાં બારોબાર સંસ્કૃત શબ્દ ન વાપરતા સચોટ ભાવ દર્શાવનારી સરળ ગુજરાતી વાપરવાની ગાંધીજી જેવી એમની તીવ્ર અભિલાષા અનુકરણીય છે. બીજા પારસી લેખકો એમના માર્ગને અનુસરે તો કેવું સારૂં!

**સમજુતી**-હસતું રમતું મીઠા લાગે એવા, કાલાકાલા નાહ સમજાય એવા બોલ બોલતું, મધુરું હસવાથી (૧) જેતું (બાળકનું) મુખડું ભરાઇ જતું (૨) (તે હાસ્ય જોતાં તેના) માતપિતા વગેરે જોનારનું મુખડું ભરાઇ જતું, અને આ બધાને લીધે જે માબાપના હૈયામાં ઠરતું (ઘર કરી રહેતું, કદી વીસરાતું નહિ) એવું બાળક ખરેખર, શું જોતું હશે! એની કલ્પના દિવ્યજ છે! (એ તો) પ્રભુના સુખના સંદેશાઓ સંભળાવવા,

આંગણામાં (હૃદયરૂપી આંગણામાં- પોતાના અને જોનારના હૈયામાં ) દેવતાઇ ગીતો ગજવવા ( હસતું રમતું .કલરવ કરતું...હશે ) હે વ્હાલા, મીઠાં બાળક તું આવ. ( મારા હૈયામાં, કવિ હૃદયમાં કે વાચકના અંતરમાં સુખ સંદેશ સુણાવ, ને સુરગાન ગજવ. )(૧)

હે બાળક, તને જોઇને. ફૂલની કળીની પાંખડીઓ બીડાયલી હોય, તે ( સૂર્ય ઉગ્યા પહેલાંના રમણીય સવારના ) વખતે ઉંઘા ઊગીને પુષ્કળ રસ રેડી રહી હોય. એઉની ચોકખી ને સુંદર સરળતા ભરી રમત થઇ રહી હોય એવુ મને લાગે છે. (બાળકને ફૂલની અણ- વિકસિત કળી કલ્પી છે અને હવે તેને ખીલવાને વિનવે છે) ઓ આ પૃથ્વીનાં ( પૃથ્વી પર આવેલાં ) સ્વર્ગીય ફૂલ, તારી આશાભરી અદ્‌ભુત આંખો ઉઘાડીને હસ, કે જેથી (તારૂં હસતુ) મુખ દેખી આ દુનિયાનાં નિર્દય દુઃખો ( હું )

પાઠ ૩૩.

ભરતભૂમિ=હિંદુસ્તાન
પુરાણુ=જુની
સૂત્રો=ટુંકા અર્થ ભરેલું વાક્ય; કહેવત રૂપ તે સુત્ર. સૂત્ર રૂપમાં લખાએલાં પુસ્તકો
ઝળકાવે=શોભાવે
ઉચ્ચ=ઊંચાં
ચરિત્ર=નીતિમાનપણું
ઉદ્દેશી=ધ્યાનમાં રાખી
હોકાર=ગર્જના
દિવ્ય=દેવતાઇ
અલૌકિક=અદ્‌ભુત: સાધારણ રીતે નજરે ન પડે એવા
પુણ્ય પવિત્ર=પુણ્ય વડે પવિત્ર
ગંગ=ગંગા નદી
દેશતણા=દેશના
રંગ=શોભા
ઈશ્વર જન=ભકતો
પ્રભુપંથ=પ્રભુના માર્ગ; પવિત્ર માર્ગ
ઉજેશ=ઉજળા
ઘૂમ્યા=ફર્યા
ઝઝૂમ્યા=ઝૂઝી ઝૂઝીને લડયા

હાખવવા=બતાવવા
અસીમ=સીમા વગરનું; બેહદ; ઘણુંજ
લવલેશ=લગાર પણ
પર=પારકી
કર=હાથ
સ્વાશ્રય=આપ બળ; પોતાનોજ આસરો; આત્મબળ
ઉલ્લાસ=આનંદ
પુણ્ય પ્રભા=પવિત્ર તેજ; પ્રભુનું તેજ
ઉપદેશ=શિખામણ

અરદેશર ફરામજી ખબરદારની વીરતા ભરી દેશ ભક્તિના ગીતનો એ નમુનો છે. 'ગુણવંતી ગુજરાત' એ એમનું બીજું ગીત છે. 'કાવ્ય-દેવી'નું એમનું આરાધન સફળ થએલું એમનાં પુસ્તકો વાંચનાં સત્વર સમજાય છે. વધુ માટે જુઓ પાઠ ૨૭ના અર્થને છેડે

**સમજુતી**-અમે ભરત ભૂમિના પુત્રો છીએ. અમારી માતા જુ-નામાં જુની ને પવિત્ર છે. ખરેખર, જેના સુત્ર રૂપમાં લખાએલાં પુસ્તકો ઉંચા નીતિમાનપણાને શોભાવી રહ્યાં છે. અમારા હૃદયમાં ધ્યાનમાં રાખીને હંમેશ ગર્જના કરશું કે અમે દેશી દેશી, દેશી (છીએ અને) આ અમારો દેશ દેવતાઇ છે ૧.

હિમાલય જેવા પર્વત કયાં હશે? પુણ્ય વડે પવિત્ર કરનારી ગંગાજી કયાં હશે ? બધા દેશની શોભા એકત્ર થએલી હોય એવું કયાં મળે ? (હિંદુસ્તાનમાં પાંચે કટિબંધ નાં હવા પાણીવાળી જગા અને બધાજ મુલકની વનસ્પતિ ઊગે છે તે ઉપર આ કટાક્ષ છે ) બીજી રીતે બધા દેશના જુદા જુદા રંગના મનુષ્યો પણ એકઠા થએલા કયાં મળે ? એમ પૂછે છે. અહીં બધી પ્રજાઓ વેપાર સારૂ એકત્ર થએલી મળી આવે છે કયાં મુનિ અને ભકતો બેસીને પ્રભુના માર્ગને ઉજળા કરતા હશે? ( સર્વ દેશમાં પ્રવૃત્તિ પ્રધાનપણે

વ્યાપી રહી છે; અહીંજ એવા ધ્યાનીઓ મળી આવે છે કે જે પ્રભુપંથે પરવરી રહ્યા છે ને પ્રભુ પદને પામવાને મથી મથાવી રહ્યા છે.) અમે દેશી, દેશી, દેશી છીએ; અને અમારો આ દેશ દેવતાઇ છે. ૨

રામ અને યુધિષ્ઠિર જેવા (પરમાત્મા તુલ્ય, એક પત્નીવ્રતધારી ને સત્યનિષ્ઠ) કયાં ઘૂમ્યા ? અર્જુન અને ભીમ જેવા ( બાણાવળી ને મહા બળવાન કયા દેશમાં ) કયાં ગર્જ્યા ? રજપૂત વીર પોતાનું અપાર બળ બતાવવાને કયાં ઝૂઝયા ? (સંતાઇને લઢનારા બીજા દેશોમાં ઘણા નીકળે, પણ અંગબળથી હારજીત નક્કી કરવા સામી છાતીએ હસતે મોઢે પ્રાણ આપનાર શુરવીર રજપૂતો સમાન યોદ્ધા કયાં જડે ? ) એવું એવું તે અમે અમારા અંતરથી શી રીતે જરાપણ ભૂલીએ ? અમે દેશી, દેશી, દેશી છીએ; અને અમારો આ દેશ દેવતાઇ છે. ૩.

અમારે પારકી આશા પર નથી જીવવું. કેમકે પારકી આશા પર રહેવાથી સદા નિરાશ થવું પડે છે વળી કોઇ પાસે હાથ પણ ધરવો (ભીખ માગવી) નથી; અમારામાં તો સ્વાશ્રયનોજ ઉમંગ છે. કંઇક પ્રભુનું પવિત્ર તેજ અમારામાં દાખલ થઇ અહીં અમને ઉપદેશ આપે છે કે–અમે દેશી, દેશી, દેશી છીએ આ અમારો દેશ દેવતાઇ છે. ૪.

## પાઠ ૩૭

વીતી હોય=અનુભવ થયો હોય
વેદના=દુઃખ
શેણે=શી રીતે; શા વડે
બળતર=બળતરા; વેદના; બળ્યા બળ્યા થવાય તે
આકરી=મુશ્કેલ; સખત; કપરી; અઘરી
દબાણો=દાબથી દબાયલો
હેઠ=હેઠે; નીચે; તળીએ; તાબેદારીમાં
ભાણે=ભાણામાં; થાળીમાં; પતવાળીમાં; ભોજન પીરસેલું હોય તેમાં

અમાપ=માપ વગરનો; પાર વગરનો; ઘણોજ
બાણુ=કામઠું.
નાથ=ધણી
તજી=છોડી
અધેય=અધે ઠેકાણે
ભવ=જીવતર; જન્મારો; જિંદગી
સુવાસણ=સૌભાગ્યવંતી; ધણીવાળી
ઘડો=હિસાબ; ગણતરી; લેખું
દિનરાત=દહાડોરાત
ધનિક=પૈસાદાર
કલ્લોલમાં=ઉભરાતા આનંદમાં;; ખુશખુશાલીમાં; ગમ્મતમાં
ક્રીડા=રમતગમત; ખેલ; મોજમઝા

**સમજુતી**-જેને અનુભવ થયો હોય તેજ સમજે છે. જેને કંઇ પણ અનુભવ થયો ન હોય તે કાંઇ સમજી શકતો નથી.

બોરડીનો કાંટો બરાબર રીતે= ઘણા જોરથી જેને હાથમાં વાગ્યો હોય તેનું દુઃખ તો તેજ જાણે. (એ કાંટો વાંકો હોય છે, તેથી ઘણી પીડા કરે છે); જેને કાંટો વાગ્યો નથી તેવો કોઇ શું જાણી શકે? જેને અનુભવ નથી તેને શી રીતે સમજાવીએ? જેને અનુભવ થયો હોય તેજ સમજી શકે છે. ૧.

દેવતાથી અંગ બળ્યું હોય, શરીર દાઝયું હોય તેથી ઘણીજ બળતરા થાય છે, પણ જે ઉનું પાણી કેવું હોય તે ઓળખતો નથી તેનાથી એ દાઝેલાનું દુઃખ શી રીતે સમજાય? એવીજ હૈયાની વેદના છે, તે સમજાય તેવી નથી. જેને અનુભવ૦ ૨.

નોકરી કરવી કેટલી અઘરી છે તે શેઠ શું જાણી શકે? જે કોઇની તાબેદારીમાં હોય છે એટલે કોઇના ભાર નીચે દબાયલો હોય છે તેજ હંમેશાં તાબેદારીનું એટલે દબાણનું દુઃખ સમજી શકે છે. જે ભરે ભાણે ભાવતું ભોજન જમ્યો હોય, જેણે મનગમતો ખોરાક ભાણામાં બેસીને (મોજથી) ખાધો હોય તે ભૂખ્યા માણસનું

દુ:ખ શું સમજી શકે ? જેને અનુ ભવ૦ ૩.

કાને નઠારા શબ્દો સાંભળવાથી ઘણોજ ક્રોધ ઉપજે છે; જેમ હૃદયમાં બાણ પેસી ગયું હોય ને જેવો ઘા કરે છે, કાપ મૂકે છે, સાલ્યા કરે છે; એથી કેવું દુ:ખ થાય છે, તેનો જેને અનુભવ થયો હોય તેની પાસે જઇને હેતથી પૂછો ( તો સમજાશે ). જેને અનુભવ૦ ૪.

ધણી છોડીને મરી જવાથી નાની ઉમરે રંડાય તે બિચારીનો ચારે તરફથી તિરસ્કાર થાય છે; તેની જિંદગી તે શી રીતે જાય? જે સ્ત્રી હયાત ધણીવાળી હોય તે કેમ કરીને આ વાત વિચારી શકે ? જેને૦ ૫.

ગરીબ માણસને કોઇ કંઇ લેખવતું નથી. તેની કોઈ વાત પણ સાંભળતું નથી. તે એક તાર સાંધે છે, એટલામાં તો બીજા તેર તાર તૂટે છે. એક જણનું પતાવે છે એટલામાં તો બીજા તેર જણા માગનારા ઉભા થાય છે, ભલે તે દહાડો ને રાત દોડે-મહેનત કરે, પૈસાદારને શી પીડા હોય તે તો આનંદમાં મશગૂલ રહે છે. આનંદમાં મોજમઝા ભોગવનારને નિર્ધન માણસની પીડાની ખબર કયાંથી હોય એ તો જેને અનુભવ થયો હોય તેજ સમજી શકે છે.

### પાઠ ૪૩.

મધૂરાં=મનને ગમે એવાં
રંગે=હરખભેર; મોજથી
ભેળાં=એકઠાં
નિર્ગમિયે=ગાળીએ.
સલૂણું=સુંદર; મનોહર; લાવણ્યવાળું; કાંતિવાળું
નિર્મળ=ચોકખી; સાચી; ખરેખરી.
પ્રીતિ=વહાલ
વસી=રહી; રહેલી; રહેતી.
કાલું=કોમળ ને મધુર.
તમમાંનું=તમારામાંનું.
કુસુમ=ફૂલ
કોમળીઉં=કુમળું

મનુજસમૂહે=માણુસના જથામાં (મનુ+જ=જન્મેલા) માણુસો.
વદન=મોં
કરમાઇ ગયું=ફીકું થયું
નવ=નહિ
કુટિલતા=વાંકાપણું. એથી ઉલટું સરળતા; સીધાપણું; હાવપેચ વાપરી ફસાવવાનો ગુણ તે કુટિલતા
ક્રૂરપણું=ઘાતકીપણું
કપટનાં=પ્રપંચનાં; ભેદભાવવાળાં
હૃદય=અંતઃકરણ; હૈડું
પ્રેમાળ=પ્રેમથી ભરેલું
હાસ કરતાં=હસતાં
નિશ્ચે=નક્કી
આનંદમયાં=આનંદભેર; આનંદવાળા
કરમાઇ=ચીમળાઇ
સૂતાં=લૂખાં થઇ જતાં
સત્યે=ચોક્કસ; ખાત્રીપૂર્વક; ખરેખાત
દુઃખેજ ગળ્યાં=દુઃખમાં ડૂબેલાં; દુઃખથી મુકાયલાં; દુઃખને લીધે કરમાયલાં
અંતર=અંતઃકરણમાં
મુખડું=મોઢું
દિસે=દેખાય
તારે=ત્યારે

**નરસિંહરાવ ભોળાનાથ** અમદાવાદના દિવટીઆ કુટુંબના વિદ્વાન ગૃહસ્થ સુરતની સાહિત્ય પરિષદના પ્રમુખ હતા. એમણે કુસુમમાળા, હૃદયવીણા, નુપૂર ઝંકાર, સ્મરણ સંહિતા વગેરે પુસ્તકોમાં આવાં સરળ ભાવવાળાં સુંદર કાવ્યોનો જથો ગુજરાતને ચરણે સમર્પ્યો છે. એઓ ઉંચા ઓદ્દેદાર હોવા છતાંએ સરકારી નોકરીમાં રહ્યે રહ્યે સુંદર સાહિત્ય સેવા કરી રહ્યા હતા. હાલ પેન્શન પર નિવૃત્તિમાં છે.

**સમજુતી**–રે મધૂરાં ફૂલડાં, આવો આપણે મોજથી રમીએ, આજનો એક દહાડો ભેગાં રહી આનંદભેર ગાળીએ. ૧.

તમારૂં કાંતિવાળું, સુંદર મુખડું મને બહુ વહાલું લાગે છે. એમાં રહેલી ચોકખી પ્રીતિ કોમળ ને મધુર હસતી હોય એમ દેખાય છે. ૨.

બીજો અર્થ-મને તમારૂં સુંદર મુખડું વહાલું લાગે છે, કેમકે કોમળ ને મધુર હસની ચોકખી પ્રીતિ એમાં વસેલી છે. ૨.

હું પણ તમારામાંનુંજ એક કોમળ ફૂલડું છું; પણ માણસોના જથામાં રહીને મારૂં મોઢું ફીકું પડી ગયું છે. તેથી- ૩.

ત્યાંથી આજે નાસી છુટીને હુ નો તમારી પાસે આવ્યો છું (માટે) તમે તમારા કોમળ હૈયામાં મને (તમારાથી) જુદો ગણશો નહિ. ૪.

કેમકે-તમારામાં વાંકાપણું નથી; વળી ઘાતકીપણું પણ નથી. તમે કપટનાં વચન (બોલવા-વાપરવા) વાળાં પણ નથી; (કેમકે) તમારૂં અંતઃકરણ ઘણું પ્રેમાળ છે. ૫.

કદી હસો છો, ત્યારે ખરેખર, આનંદમાંજ હો છો. કદાચ કરમાઇને લુલાં થઇ જાઓ છો, ત્યારે ખરેખાત દુઃખમાંજ ડૂબેલાં હોછો. ૬. જેવું અંતઃકરણમાં (સુખ કે દુઃખ) થાય છે, તેવુંજ તમારૂં મુખડું (હસતું કે કરમાએલું) દેખાય છે; અને જેવું તમારૂં મોઢું (આનંદમાં કે ઉદાસ) દેખાય છે તેવુંજ તમારા હૃદયમાં (સુખ કે દુઃખ હોય છે.૭. મતલબ કે તમારામાં દંભ કે કપટ બીલકુલ નથી. તમે ઢોંગી નથી; અર્થાત્ ઢોંગી ચહેરો રાખી ખરો ભાવ હૈયામાં છુપાવી-બહારથી મુખ ઉપર જુદુંજ બતાવવાની તમારી રીતિ નથી.

તેથી હે મધૂરાં ફૂલડાં, આવો આપણે પુરી મજાહથી આનંદ કરીએ આજનો એક દહાડો તો સાથે રહી સુખમાં પસાર કરીએ ? ૮

(ફરી તો પ્રભુ જ્યારે અનુકૂળતા આપે ત્યારે આવો આનંદ લઇશું એવો ભાવ દર્શાવતાં કવિ મનુષ્ય સ્વભાવના ઢોંગ પુષ્પની ખીલવાની તથા કરમાવાની સ્વાભાવિકતા સાથે જોડી કુદરત સાથે એકતાનતા આણવાનું પોતાનું મથન જાહેર કરતાં વાચકને નવું દિશાસૂચન કરી એ તરફ પ્રેરે છે. )

પાઠ ૪૭

ઉત્તરા=અભિમન્યુ સ્ત્રી
(જુઓ પાઠ ૩૧-૩૨)
અભિમન્યુ=અર્જુનનો પુત્ર; શ્રી કૃષ્ણનો ભાણેજ (જુઓ પાઠ ૩૧-૩૨)
રથડા=રથ. ડો, ડી, ડું, ડાં એવો પ્રત્યય લાગે ત્યારે શબ્દનો અર્થ તિરસ્કારવાળો થઈ જાય છે.
રથડાખેડ=રથ પર ચઢી રણક્ષેત્રમાં જા; લડાઇમાં ઘૂમ
કોડ=હોંસ
ધારૂં=ધારણ કરૂં; પકડું; સજું
સંહાર=નાશ
છાંડી=છોડી
વળો=પાછા આવો
અધર્મ=પાપનું કામ; પાપ
ક્રિયા=દયા
વાધતાં=વધતાં; મોટી થતાં
ધેન=ગાય
વછોડી=છૂટી પાડી
વળતી=પછી
વિસામો=વિચારો
મુજ=મારા
ભરથાર=સ્વામી; ધણી; પતિ
સંચરો છો=જાઓ છો
ચક્રવ્યૂહ મોઝાર=કોઠા યુદ્ધમાં
મોઝાર=માં; અંદર

**કોઠા યુદ્ધની રચના**—એમાં સાત ધાતુના સાત કોઠા હતા, સોનું, રૂપું, તાંબું, કાંસુ, કથીર એટલે કલાઈ, લોખંડ અને સીસું, એ સાત ધાતુના મિશ્રણથી છઠ્ઠો કોઠો બનાવેલો હતો અને પાંડવોના મામા શલ્ય રાજા તેના રક્ષક હતા. ચિત્રમાં જે કુંડાળાં આપ્યાં છે તેમાં સૌથી મોટું તે ૩જો કોઠો તેનાથી ઉતરતું તે ૨જો કોઠો એમ ઉતરતા ક્રમે કુંડાળામાં ૩-૨-૧-૪-૭-૬-૫ એમ સઘળા કોઠા છે. ધજાના મૂળ આગળ જે સૌથી નાનું કુંડાળુ છે તે ૭ માનોજ ભાગ છે. ત્યાં અભિમન્યુનું મોત થયું હતું. પહેલો પાષાણનો કોઠો તેના સાચવનાર દ્રોણાચાર્ય, બીજો લોહ વજ્રનો કૃપાચાર્યનો, ત્રીજો તાંબાનો અશ્વત્થામાનો; ચોથો રૂપાનો કર્ણ રાજાને

પાંચમો સોનાનો દુર્યોધનનો, છઠ્ઠો સમ ધાતુનો શલ્યનો ને સાતમો છાણ માટીનો જયદ્રથનો હતો. પહેલે કોઠે સો દરવાજા, બીજે બસેં એમ છેલ્લે કોઠે સાતસેં દરવાજા હતા ને દરેક દરવાજે દસ દસ યોદ્ધા ગોઠવેલા હતા. એકંદર ૨૮૦૦ દરવાજાના ૨૮૦૦૦ યોદ્ધા ઉપરાંત દરેકનો એકેક સાચવનાર મળી ૨૮૦૦૭ લડવૈયા હતા. ચાર નવડાથી આખું ચક્રવ્યૂહ બનાવાય છે. એ ચારેનાં પાખાં એક બીજા સાથે જોડવાના છે. એ એક જાતની ભૂલભુલામણી છે.

પૂઠ=પીઠ; બરડો
લગાર=જરાપણ
સહિયર=સખી; બેનપણી
મેણાં=દોષ કહી બતાવવા તે
કાયર=બાયલો; નામર્દ
અવનિ=પૃથ્વી, ધરતી
થકી=થી. થીને બદલે કવિતામાં ઘણીવાર પાંચમી વિભક્તિનો પ્રત્યય થકી લાગે છે.

અભિમન્યુની ઉત્પત્તિ વિષે પૂર્વ જન્મની હકીકત—હેદાનવ ને મેદાનવ નામના બે રાક્ષસ ભાઈઓ શ્રીકૃષ્ણના વૈરી હતા, તેમને શ્રીકૃષ્ણે મારી નાખ્યા, તે વેળા હેદાનવની સ્ત્રી સગર્ભા હતી, તેમાંથી હેલોચન નામનો પુત્ર પ્રસવ્યો. તેણે પિતાનું વૈર વાળવા શંકર ભગવાનની આરાધના કરી. તેમની પાસે પેટી મેળવી. એ પેટીમાં જે પહેલો ભરાય તે મરે. ઉત્તરા આગલા અવતારે બોરસલીનું વૃક્ષ હતી. તેનાજ લાકડાની આ પેટી બનાવેલી હતી. કૃષ્ણે બ્રાહ્મણના વેશે સામા આવી કપટ કરી હેલોચનનેજ પેટીમાં પહેલો પેસાડ્યો ને બારણું બંધ કર્યું કે તેના પ્રાણ જતા રહ્યા. પછી બંધને બંધ પેટી ઘેર લાવી પોતાની બેન સુભદ્રાને સોંપી ઉઘાડવાની મના કરી; પણ પેટીમાં કંઈ નવાઈની ચીજ હશે માટે ઉઘાડો, ઉઘાડો એવો સૌ રાણીઓએ કૃષ્ણજીની ગેરહાજરીમાં ખૂબ આગ્રહ

કર્યો તથા મહેણાં પણ માર્યાં તેથી તેણે તે ઉઘાડી. સુભદ્રા આ વેળા સગર્ભા હતી તેના ગર્ભમાં હેલોચનનો જીવ પેટીમાંથી નીકળતો કે તેના મોઢામાં રહીને પેસી ગયો. પાછળથી જે પુત્ર અવતર્યો તેજ અભિમન્યુ. શ્રીકૃષ્ણ આ વાત જાણતા હતા કે જો એ પુરાં અઢાર વર્ષનો થશે તો ગયા જન્મનું વેર વાળવા મને પણ મારશે ને ત્રિલોકનું રાજ્ય મેળવશે. એ મુદતને સાતજ દિવસ ફક્ત બાકી રહ્યા હતા એટલામાં મારવો જોઇએ, પણ અર્જુનજી ( અભિમન્યુના પિતા ) હાજર હોય તો એ મરે નહિ. માટે તેમને દૂર ખસેડવા યુક્તિ કરી પાતાળમાં તાકુડી નામનો રાક્ષસ બ્રાહ્મણોને બહુ દુઃખ દેતો હતો તે રાક્ષસને હણવા બ્રાહ્મણોને શ્રીકૃષ્ણે તેડાવી અર્જુનજીની પાસે મદદ માગવા મોકલ્યા. યુદ્ધ બંધ રાખવાની સરતે અર્જુનજી પાતાળમાં ગયા ને દ્રોણાચાર્યને કોઠા યુદ્ધ કરવાનું શ્રીકૃષ્ણે સુઝાડયું. કોઠાયુદ્ધ અર્જુનજી સિવાય પુરેપુરૂં પાંડવ પક્ષમાં કોઇને જાણતું ન હતું માત્ર અભિમન્યુને છ કોઠાની સંપૂર્ણ ખબર હતી. તેણે લડવાનું બીડું ઝડપ્યું.

**સમજુતી**–હે બાળ રાજા, મને મારી નાંખીને પછી રથે બેસી યુદ્ધે ચઢો, અથવા તો હે બાળા રાજા, મને લડાઇમાં સાથે તેડી જાઓ. હે બાળારાજા, આપણી જોડ સરખેસરખી છે. ખામી વગરની છે. હે બાળરાજા, મને લડાઇ જોવાની ઘણી હોંસ છે. હે બાળા રાજા, મને હથિયાર આપો તો લાવો હું તે ધારણ કરૂં, સજું. હે બાળા રાજા તે વડે કૌરવોનો નાશ કરી નાખું. હે બાળા રાજા, જો લડાઇ કરવાનું મૂકી દઇ આજે ઘેર પાછા વળો તો–હે બાળારાજા મારા બાપનું રાજ તમને અપાવું. હે બાળારાજા, મેં તે એવું શું પાપ કર્યું ? અથવા હે બાળારાજા

મારાં કયાં જન્મનાં કુકર્મ હશે ! અથવા હે બાળા રાજા, શું મેં ઉછરતી, વધતી જતી વેલીઓ તોડી, ચુંટી નાખી હશે ? કે હે બાળા રાજા, મેં ધાવતો ગાયને છુટી પાડી હશે ? ( મતલબ કે શાથી આજે આપણો વિયોગનો દિવસ આવી પહોંચ્યો? ) પછી અભિમન્યુ બોલ્યો કે હે ઘેલી રાણી, તમે તમારા મન સાથે આ વાતનો વિચાર કરો (કે યુદ્ધને માટે તૈયાર થયા પછી પાછા વળવું તે યોગ્ય છે ? ક્ષત્રિયને છાજતું છે ? એ સાંભળી—)

ઉત્તરા કુંવરી કહેવા લાગી મારા સ્વામીનાથ, સાંભળો તમે ચક્રવ્યૂહમાં લડાઇ કરવા જાઓ છો, તો મારજો કે મરજો, પણ તમે જરી પણ પૂંઠ દેખાડશો નહિ. સામાને હથિયાર મારવાને પીઠ આપશો નહિ, એટલે કે સામી છાતીએ મરતાં કે જીતતાં સુધી લડજો. નહિ તો મારી બેનપણીઓ મેણાં મારી મારીને કહેશે કે આ તો બાયલા, નામર્દ પુરુષની સ્ત્રી છે. આ પૃથ્વી ઉપર જે જન્મ્યો તેને એકજવાર મરવું છે, તેટલા સારૂ હે સ્વામીનાથ, મરણથી બીવું નહિ, બીવાતુ નથી.

સાર—કરવું તો ડરવું નહિ ને ડરવું તો કરવું નહિ. કામ પાર પડો કે મોત થાઓ, પણ નામર્દ છે એવા કલંક સાથે જીવવું એના કરતાં તો મરવું છે તો એકવાર, એમ ગણી મરણને શરણ થવું એ સારૂં છે. વીર પુરુષો અપકીર્તિ કરતાં મરણને વહાલું ગણે છે. ક્ષત્રિયાણીનાં પ્રેમ–શૌર્ય દરેકના જીવનમાં જડાઇ જાય એ જરૂરનું છે.

## પાઠ પર.

## કવિ નાનાલાલ દલપતરામ

ગુજરાતી ભાષામાં ગદ્ય પદ્યાત્મક કાવ્યના અને પ્રાસરચના પર ભાર નહિ મુકવાના હિમાયતી છે. એમણે ઉરનાં ઉંડાણમાંથી અને ઉભરાઇ જતા તાત્વિક રસથી સંસ્કારી ભાવનાઓ પરોવી કાવ્ય ગુંથણી

ગુંથી છે. એમનાં 'જયા ને જયન્ત,' 'ઇન્દુકુમાર' એઉ નાટકો, 'ઉષા' નવલકથા ને 'નાના નાના' રાસ 'રાજરાજેન્દ્રને' તથા 'કેટલાંક કાવ્યો' ભા. ૧-૨ માં અનેક કવિતાઓ, તેમજ મનુષ્ય જીવનની ઉત્ક્રાન્તિનાં ઝરણાં વગેરે ગદ્ય લેખો ઉત્કૃષ્ટ ભાષામાં ગુજરાતને ભેટ ધર્યાં છે. એમાંનો મોટો ભાગ વિદ્વાનોપયોગ્ય છે. સામાન્ય જનતાને રીઝવવી તો હજી એમણે બાકીજ રાખી છે.

આ કાવ્યમાં કવિની ગુંથણી ભક્ત હૃદયને બાળસ્વરૂપ શ્રીકૃષ્ણની હૈયામાં પધરામણી કરવા વિનવતો જોઇ શકશે. કિંવા વ્યાવહારિક દૃષ્ટિએ આધેડ વિહોણી માતા પુત્રને ઝંખતી જોઇ શકાશે. (મનુષ્ય દેહે પ્રભુનું બાળસ્વરૂપ હૃદયમાં પ્રત્યક્ષ થવાની અપેક્ષાવાળું ભક્તિ રસપૂર્ણ આ કાવ્ય માની લઇએ તો ચાલે એવું છે.)

વિરાજો=આવી રહો; વાસો વસો
પ્રાણમાં=અંતરમાં; હૈયામાં
પ્રકાશ=અજવાળું; તેજ
પ્રફુલ્લ=પુરેપુરા ખીલેલા; ઝગઝગાટ
આશા=ભાવના
સૌભાગ્યકેરી=સારાં નસીબરૂપી
પીયૂષ=અમૃત
ઉરનાં=હૈયાનાં
નેત્રમાંહિ=આંખમાં
તેજ=અજવાળું; પ્રકાશ
હિંડોળ=હીંચકા
કરુણ=દયા
કલા=કિરણો
શાં=જેવાં
ઉંડાં=ગૂઢ
હાસ=હાસ્ય

## સમજુતી.

ઓ મારા વ્હાલા પ્રભુ! (પુત્ર) તમે મારા હૈયામાં આવી વાસ વસો (મને દર્શન દો) હે વ્હાલાં, મારા હૈયામાં વાસો વસો. મારા હૈયામાં પુરેપુરા ખીલેલા તેજનાં અજવાળાં ઝગઝગાટ કરી રહ્યાં છે. (તમે આવશો એવી આશાથી મારૂં હૃદય શોભી રહ્યું છે, અરે, જાણે તમે

આવવા માંડયા છો, એમ લાગે છે; કેમકે મારૂં હૈયું પ્રકાશવડે પ્રફુલ્લ થતું જણાય છે) હે વ્હાલાં, મારા હૈયામાં વાસો વસો. (તમે આવશોજ એવી આશાનો જડેલો, આશા જડીને રચેલો મારો માંડવો છે. મારા પ્રાણને મેં આશાથી જડી લીધા છે) અને તે ઉપર મારાં નસીબરૂપી (મારૂં નસીબ સારૂંજ છે, ને તમે આવી વસશોજ એમ માનવા રૂપી) વેલને મેં એ માંડવા પર ચઢાવી છે. હે વ્હાલા, મારા હૈયામાં આવી વાસો વસો

તમે આવો (તો) હૈયાનાં અમૃત પાઉં. વળી તમારી આંખમાં રૂડાં તેજ આંજું. હે વ્હાલાં, તમે મારા હયામાં આવી વાસો વસો. (આંખમાં બીજું કંઇ આંજું તો તો ખુંચે, તેથી તેજજ આંજું અને તમને તેજ આંજેલી આંખવાળા તથા અમૃત પીતા જોઇને હું વારી જાઉં. તમને જોવાને હું મારી આંખમાં તેજ આંજું એવો પણ અર્થ લઇ શકાય, પરંતુ બાલ ભાવમાં ધવરાવવું ને આંખ આંજવી, પછી પારણીએ પોઢાવવું એ ક્રમ છે; ને કવિએ તે ક્રમે હવે પારણીએ પોઢાવવાની વાત આણી છે તેથી એ આવનાર બાલ (પ્રભુ)ને જ આંખમાં તેજ આંજવાનું વધારે શકય છે.)

હે વ્હાલા, તમારે માટે પ્રેમનું પારણું બંધાઉં-ઘડાવી તૈયાર કરાવું; વળી શોભાના હીંચકા બંધાવું. (તમારે ગોઠે તેમાં ઝૂલો. રૂચી થાય તો પારણામાં પોઢો. કહો તો હિંચકે હીંચોળું, અથવા આપણે બે હીંચીએ) હે વ્હાલા, તમે મારા પ્રાણમાં આવી વસો.

(હવે કવિ અહીં પ્રભુને કે પતિને માટે આ કાવ્ય નથી રચતો. તે સ્પષ્ટ સમજાય છે; કેમકે પ્રભુની કરુણાકલા સાથે સરખામણી કરે છે તેથી પ્રભુને તો નથીજ પ્રાણમાં વિરાજવાનું આમંત્રણ થતું એમ સાબીત થાય છે. વળી પ્રભુ તો પ્રાણમાં વિરાજમાન જ છે, એટલે

તેને આમંત્રણ કરવા કરતાં દર્શન દેવા વિનવવું વધારે ઉચિત ગણાય; અને આવા વિદ્વાન કવિના ખ્યાલ બહાર એ વાત નજ રહે માટે પ્રભુને પધારવાની આ વિનવણી નથીજ. વળી 'હસજો કંઇ બાલ!' આમ કવિ 'બાલ'ની પધરામણીની અપેક્ષાનું સૂચન કરી દે છે, માટે કહીશું કે-)

પ્રભુની દયાળુતાનાં કિરણો જેવાં (હે બાલ) તમે આવજો, (આવો) હે બાલ, કંઇ ઉંડાં, સમજાય નહિ એવા કરજો (કરો). હે વ્હાલાં, તમે મારા પ્રાણુમાં આવી વિરાજો.

પાઠ ૫૬.

મોસાળ=માતું પિએર; મામાનું ઘર
વળાવતાં=મોકલતાં
બાલુડાં=કુમળાં; નાજુક
લાડકવાયાં=લાડમાં ઉછરેલાં
ન માયાં=મા વગરનાં; ગરીબડાં
વર્તો=ચાલજો; રહો
સહેજો=સહન કરજો; ખમજો
રુદયમાં=હૃદયમાં; છાતીમાં
પેટને=પેટે જન્મેલાને; છોકરાંને
છેલુંવેલું=છેવટનું; આખરનું; છેક છેલ્લું
દોહલાં=મુશ્કેલ
માતાવોણાં=મા વગરનાં
સાથ=સંગાત; સોબત
હૈયું ફાટતે=હૈયાફાટ; હૈયું ફાટી જાય એટલું; પુષ્કળ
ખોળે=આધારે; આસરે
તંન=છોકરાં
પેરે=પેઠે; રીતે; પ્રમાણે; માફક
જતંન=જાળવણી; સંભાળ; સાચવી રક્ષણ
જમાઇ=છોકરીનો વર
પૂર્યો વાસ=રહેઠાણ કર્યું; રહ્યાં
વિજોગી=છુટા પડેલો; વિખુટ પડેલાં; જુદાં પડેલાં
તપાસ=શોધ; ખોળ
ચુંબન=બોકી; ચુમી; બચ્ચી
ફરી ફરી=વારંવાર
એ મુખ=બાળકોનાં મોં
ઉતરે=ખસે; ભુલાય
ગુરુ કરમાંય=ગુરુના હાથમાં
કરમાંય=હાથમાં
વોળાવ્યાં=વળાવ્યાં; વિદાય કર્યાં

**સમજુતી**-હે મારાં કુમળાં બાળક, તમે મોસાળ પધારો. મારાં લાડમાં ઉછરેલાં બે બાળકો, તમે માતા વગરના થઇને ચાલજો, ત્યાં મામા ને મામીની ગાળ સહન કરજો. હે મારાં કુમળાં બાળક તમે મોસાળ પધારો. (૧)

પેટે જન્મેલાંને છેવટના લાડ કરતાં હૃદયમાં, છાતી સરસાં દબાવે ને કહે છે કે હવે તો મળવાનું મુશ્કેલ છે. જો કદાપિ ભેગાં થઇએ તો તો પ્રભુનો મોટો ઉપકાર સમજવો. હે મારાં. (૨)

તમે મા વગરનાં થયાં, તેથી કોઇ સારો સંધાત કરશે નહિ. જ્યારે હૈયાફાટ રડશો ત્યારે હવે માથે હાથ કોણ ફેરવશે ? હે મારાં૦ (૩)

હે સુદેવજી ગુરુ ! આ છોકરાં તમારે આસરે છે. મારી માને કહેજો કે એમનું જીવની માફક રક્ષણ કરે. હે મારાં૦ (૪)

વળી કહેજો કે તમારી છોકરી અને જમાઇએ વનમાં જઇને રહે ઠાણુ કર્યું છે. તેમજ મારા બાપને કહેજો કે તમારાથી છૂટા પડેલાની શોધખોળ કરજો. હે મારાં૦ (૫)

માતા (દમયંતી) બેઉ બાળકોને બોકી કરીને ફરી ફરી તેમનાં મોઢાં જુએ છે. હૃદયમાંથી કેમે કર્યું હેત ખસતું નથી ને (તેથી) દમયંતી રાણી રડેછે. હે મારાં૦ (૬)

રાણી અતિશય રડે છે. તેણે રડીને પછી બાળકોને ગુરુ સુદેવજીના હાથમાં સોંપ્યાં. નળરાજાએ (પણ) ઋષિ સુદેવજીની સાથે બેઉ બાળકોને વળાવ્યાં.

**સાર**-બાળકો સોંપતાં ને તેમનાથી જુદા પડતાં માબાપને કેટલી કેટલી વેદના થાય છે તે જુઓ. માની લાગણી બાપ કરતાં વધારે હોય છે. આથી કહેવત ચાલે છે કે 'મા તે માયો ને બાપ ખાટલાનો પાયો' વધારે વહાલને લીધેજ માને 'તું' કહી શકાય છે ને બાપને તો

'તમે' જ કહેવું પડે છે. માના હેતનો બદલો કોઇ પણ રીતે વાળી શકાતો નથી. માતા પિતાનું સઘળું જીવન બાળકો છે, માટે માબાપની જીવના સુધી સેવા ચાકરી કરવી; ને તેમનું મન દુખાવવુ નહિ.

પાઠ ૬૨.

વૈદર્ભિ=વિદર્ભ દેશના રાજાની કુંવરી; દમયંતી (જુઓ પાઠ ૪૪ થી ૪૬)
વલવલે=ટળવળે
ભામનિ=ભામિની; રૂપાળી જુવાન સ્ત્રી
એકલડી=એકલી; સાથી વગરની
રસનાથ=જીભથી
નળતણું=નળરાજાનું
જાપ જપતી=સ્મરણ કરતી; વારંવાર યાદ કરતી
શુદ્ધ=ભાન
પાય=પગ
નીર=પાણી
ધારા=ધર; રેલા
રૂધીર=લોહી; શોણીત
હીંડંતી=ચાલતી ચાલતી
આખડે=પડી આખડી જાય; અથડાય; લથડી પડે
ડોકર=ડેસ
કેશ=વાળ; નિમાળા
શોણિતધાર=લોહીના રેલા
અંગશું=શરીર સાથે
દિવસરયણી=દહાડો રાત
પ્રીછે=ઓળખે; જાણે; માલમ પડે
ધાડું=ઘટાવાળું; ખિચોખીચ.
અરણ્ય=જંગલ; વન
ત્રણ્ય-ત્રણ
ઉદક=પાણી; નીર; જળ
શયન=સૂવું તે
નૃપભામની=રાજાની જુવાન રૂપાળી સ્ત્રી; દમયંતી
વહી ગયા=ચાલ્યા ગયા; જતા રહ્યા.
વાટ=રસ્તો
ઘાટ=ડુંગરાળ રસ્તો
પ્રેમદા=પ્રેમવાળી સ્ત્રી; પ્રમદા

**સમજુતી**—અંધારી રાતે દમયંતી જંગલમાં ગણું ટળવળે છે. તે એકલી જાતે હોવાથી જુવાન દમયંતી ઘણું બીએ છે એવી દમયંતી વનમાં ઘણું ટળવળે છે—૧

જીભથી નળ રાજાનું નામ બોલ્યા કરે છે. તેનોજ જાપ જપતી

જાય છે. શરીરનું ભાન પણ રહ્યું નથી ને પગમાં (અચોભચ) કાંટા ભાંગે છે. એવી દમયંતી વનમાં-૨

રડતાં રડતાં આંખો લાલ થઇ ગઇ છે, ને આંસુનું પાણી પણ ખુટી પડયું છે, તેથી આંખોમાંથી બે ધારા ચાલે છે, તેમાંથી લોહી વહે છે એવી દમયંતી વનમાં-૩.

ટીપ-બે ધારા એટલે ઘડીમાં આંસુની ધારા ને ઘડીમાં લોહીની ધારા એમ સમજવું. જ્યારે આંસુનું પાણી ખુટી જાય છે ત્યારે લોહીનાં આંસુ પડે છે. (બે) નો અર્થ 'બેઉ' લઇને 'નયણે' સાથે સંબંધ જોડવાથી 'બેઉ આંખે ધારા ઝરે છે' એમ લઇએ તોપણુ ચાલે. (ત્રીજી કડી)

ચાલતાં ચાલતાં તે લથડીયાં ખાય છે. પગમાં ઠોકરો વાગે છે. ચાલતાં ચાલતાં ઉભા પણ રહેવું પડે છે, કેમકે કાંટા-ઝાંખરામાં વાળ ભરાઇ જાય છે. એવી દમયંતી વનમાં-૪

શરીરે ઘણા ઉઝરડા પડયા છે. તેમાંથી લોહીની ધારા વહ્યા કરે છે મોઢેથી તે નળ ઓ નળ, એમ બોલ્યા કરે છે. એને બીજો કશો વિચાર આવતો નથી. એવી દમયંતી વનમાં-૫

ઝાડો શરીર સાથે અથડાય છે. કાંટા પડેલા હોય તેમાં પગ મુકાઇ જાય છે. શરીરનું લગારે ભાન નથી. ફક્ત નળરાયનુંજ ચિંતન કરે છે. એવી દમયંતી વનમાં.-૬

દહાડો કે રાત તેની સમજ પડે નહિ એવું ધીચોધીચ જંગલ છે. તેમાં દમયંતી ભૂલી પડી છે, ને આજ ત્રણ દહાડા થયા છે. એવી દમયંતી વનમાં. ૭.

ખાવું નહિ, પાણી પીવું નહિ, બેસવું નહિ ને સુવું પણ નહિ, એવી રીતે તે જંગલમાં ભટકતાં ભટકતાં ત્રણ દિવસ ચાલ્યા ગયા એવી દમયંતી વનમાં ઘણું ટળવળે છે. ૮.

(નળ) રાજાની સુંદર જુવાન સ્ત્રી (દમયંતી) ને એમ વનમાં ભમતાં ત્રણ દિવસ વીતી ગયા તો પણ રસ્તો, ડુંગરાળ માર્ગ, ગામ કે બીજું વસવાનું ઠામ તે પ્રેમાળ સ્ત્રી મેળવી શકી નહિ. તેને મળ્યું નહિ.

બોધ.

ત્રણ ત્રણ દિવસના ઉપવાસ ને રાન દિવસ રખડયા છતાં પતિનુજ ભજન એ સતીપણાની સાબીતી છે. આવી તાલાવેલી જો પ્રભુ સાથે લાગે તો તે પણ મળ્યા સિવાય રહે નહિ. સાચી પતિભક્તિ તે આનું નામ. પ્રભુ આવી કસોટી કર્યા પછી જરૂર તેને સુખી કરે છે. સત્યની મદદમાં તે હમેશાં રહેલો છે માટે શરીરનું પણ ભાન ભુલી જવાય એટલા બધા પ્રભુ ભજનમાં લિન થઇ જતાં શીખો.

પાઠ ૬૯.

સાયર=સાગર; સમુદ્ર; દરિયો
દર્શન કારણુ=શ્રીકૃષ્ણનાં દર્શન માટે
આવંતાં=આવતાં
ભાળ્યાં=દીઠાં; જોયાં
ધારણ રાખ=ધારી રાખ; પકડ
ધીર=ધીરજ; ધૈર્ય
ઉગારશે=બચાવશે
જુગતે=યુક્તિથી
જાદવ વીર=શ્રીકૃષ્ણ
માવો=માધવનુ લાડકું નામ છે (માધ. લક્ષ્મીના પતિ માટે લાડમાં એ શબ્દ વાપર્યો છે)
વારતી=રોકતી; અટકાવતી
કંથ=ધણી; સ્વામી; પતિ
કહેણુ=વચન; કહેલું તે; શિખામણ
કાળ આવ્યો=મોત આવ્યું;
નીચા શું ઢાળો નેણુ=નીચું શું ઘાલો છો? (ઢાળો=નીચી નાંખો નેણુ=આંખો)
શારંગપાણી=શ્રીકૃષ્ણ (શારંગ=શીંગડું+પાણી=હાથ. જેના હાથમા શીંગડાનું બનેલું ધનુષ છે એવા)
મોતનિશાની=મરણની એધાણી
અબળા=બળ વગરની; નારી; સ્ત્રી
ઈતબાર=વિશ્વાસ; ભરોસો

કોટિ=કરોડો, પુષ્કળ; સો લાખ
પોતાનુંગાણું=પોતાનુ ગાય=પોતાનોજ કક્કો ખરો કરે; બીજાનું કહ્યું ન સાભળતાંજ પોતાનુંજ કહે કહે કર્યા કરે
વો'ણી=વગરની
પોણી=આખી નહિ તે; ઓછી; ટુંકી; અધુરી; નબળી, કમજોર; પગની પાનીએ
રાખણહારો=રક્ષણ કરનારો; રાખનાર; ઉગારનાર
રામ=રામચંદ્રજી; પ્રભુ
સ્વામ=ધણી; સ્વામી; પતિ
ટાણે=વખતે; પ્રસંગે; ટાંકણે
મતિ=બુદ્ધિ; અક્કલ
મુંઝાણી=ગભરાઇ; મુંઝાઇ; કંટાળી
ત્રિકમજી=ત્રિવિક્રમજી (ત્રિ=ત્રણ વિક્રમ=પગલું. વામન અવતારમાં જેણે ત્રણ ડગલાંથી સ્વર્ગ, પૃથ્વી ને આકાશ રોકીને બલિરાજાને પાતાળે ચાંપ્યો હતો તે પ્રભુ)
ઇતબાર=વિશ્વાસ; ભરોસો
અટકી પડી=અટકી પડયાં છીએ
આતમના=આત્માના; જીવના
ઉદ્ધાર=મોક્ષ; મુક્તિ; છુટકારો
છોગાળા=સુંદર કેશવાળા; ભગવાન; છોગાવાળા; છેલછબીલા; ફક્કડ જુવાન
બેલી=મદદગાર; હિમાયતી;
જગદીશ=જગતના ઇશ-ધણી; પરમેશ્વર
ઓર્યાં વીચોવીચ=વચ્ચો વચ વેર્યાં વચમાં આતર્યાં
રાખું પ્રાણ=તારો જીવ બચાવું
ભાલાના બાણ=આકરાં બાણ જેવા બોલ; ધનુષમાંથી તીરને બદલે ભાલા છુટતા હોય તેવાં; ભાલાના બાણ જેવા બોલ
કરતાર=જગતનો બનાવનાર; પરમેશ્વર
તંત=નિયમ; હઠ; મમત; અટક; ટેક; નીમ
પગ=પગલું; ડગલું
વારે=મદદે; સહાયમાં
સાર=સારૂં; બચાવ
વાર=વહાર; મદદ

હાંસિ=મશ્કરી; નિંદા; ફજેતી
પતીત=પતિજ; ભરોસો; વિશ્વાસ
કેશવજી=સુંદર વાળવાળા પ્રભુ; શ્રી કૃષ્ણ ભગવાન
કરૂણા=દયા; મહેરબાની
મેઘમલાર=પુષ્કળ વરસાદ આવે એવું વાદળી
મેઘ=વરસાદ
મલાર=એ નામનો રાગ (એ રાગ ગાવાથી પુષ્કળ વરસાદ વરસે છે.)
કિરતાર=જગતનો બનાવનાર; પરમેશ્વર
ભોજલ=ભોજા ભગતનું નામ છે
તારશે=બચાવશે; દુઃખમાંથી મુક્ત કરશે

**સમજુતી**-એક કાચબો હતો ને એક કાચબી હતી. તે દરીઆમાં રહેતાં હતાં તે શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શન કરવાને તેમના ઉપર ભરોસો રાખી બહાર નીકળ્યાં. તેમને આવતાં પારધીએ નજરે જોયાં, કે તરત પકડી લઇને બાંધી મારવા માંડયો. ૧.

કાચબો કાચબીને કહે છે કે તું હિંમત રાખજે, આપણને વ્હાલો શ્રીકૃષ્ણ પ્રભુ યુક્તિથી બચાવશે; માટે મનમાંથી ફીકર કાઢી નાખી તેને આસરે આવો. એ માધવ પ્રભુ તને મરવા દેશે નહિ, ૨.

કાચબી બોલી–હે સ્વામી, હું તને ઘડીએ ઘડીએ અટકાવતી હતી, પણ મારું કહ્યું માન્યું નહિ હવે મોત આવી પહોચ્યું છે, ત્યારે કોણ બચાવશે? એને કોણ બાળનાર છે? તમે શું નીચું ઘાલી રહ્યા છો? માથે મરણની એંધાણી આવી પહોંચી છે તો કહે, તારો શ્રીકૃષ્ણ ભગવાન કયાં ગયોછે? ૩.

કાચબો–સ્ત્રી જાતિને કરોડો ઉપાય કરવા છતાં વિશ્વાસ આવતો નથી. તે કોઇનું કહ્યું સાંભળતી નથી, ને પોતાનુંજ કહેલું ખરું માનીને તે ને તે બોલ્યાં કરે છે. એવીજ વિશ્વાસ વગરની તું પણ છે. છેવટે તારી બુદ્ધિ પણ પગની પાની એજ–અધુરી છે. ૪.

કાચબી કહે છે તારો બચાવનારો રામજી ક્યાં ગયો છે? એ પરમેશ્વર કોઇના તાબામાં નથી; ત્યારે હે સ્વામી, તમે શું કહેવા માગો છો, તમે આ શું બોલો છો? મરવાની વેળા થઇ એટલે બુદ્ધિ અકળાવા લાગી છે. પણ તૂટી ગયા પછી શું ખેંચીને પકડવાનું છે? જીવન દોરી તૂટી, મતલબ કે ખેલ બગડ્યો પછી શુ કરવાનુ છે? ૫.

કાચબો–હે ત્રિકમજી ભગવાન આ ત્રણે લોકમાં મને તો તારોજ વિશ્વાસ છે. હે મારા આત્માના ઉદ્ધારનાર પરમેશ્વર, હવે હું અટકી પડ્યો છું, માટે (હે હરિ) તમે આવજો. હે છોગાળા પ્રભુ, આ છેલ્લી (ઘડીની) વાત છે, હવે તો અંત વખત છે, માટે અમો બળતાના મદદગાર થજો.–૬

કાચબી કહે છે કે તમોરો પરમેશ્વર તો જતો રહ્યો. હવે કોણ બચાવશે! ચારે બાજુથી સળગાવી મૂકીને વચ્ચોવચ્ચ ઘેર્યાં છે. તને જેનો ભરોસો છે, તેનો તો મને લગાર પણ વિશ્વાસ નથી. ૭.

કાચબો–(૧) જો તું બળતી હોય, દાઝતી હોય તો મારી પીઠ પર બેસી જા. જેથી હું તારો જીવ બચાવુ. અથવા (૨) હે મારા પ્રાણ જેવી વહાલી, તું જો દાઝતી હોય તો મારા બરડા ઉપર બેસ; પણ મારા ધણી પ્રભુની નિંદા કર નહિ. મને તારા બોલ ભાલાનું બાણ વાગે તેવાં આકરાં લાગે છે. (માટે તું મુંગી રહે એમ કહેવાનો ભાવ છે ) નક્કી, મારો વહાલો પ્રભુ આપણુને બચાવવા સારૂ આવશેજ ૮

કાચબી કહે છે કે આપણો અંત આવ્યો, મરવાની તૈયારીમાં આવ્યાં તોએ તમારો કરતાર શ્રીકૃષ્ણ ભગવાન આવ્યો નહિ. જે હરિ કોઇના કાબુમાં નથી તેની સાથે (તે શું) તમે તે આ શો મમત રાખો છો! જો આ વખતે આ બળતામાંથી

બચીએ તો ફરી પાણીની બહાર ડગલું પણ નહિ દઇએ. ૯

કાચબો-હે વિઠ્ઠલજી ભગવાન, મારી મદદે આવજો. હે શામળા શ્રીકૃષ્ણ, મારો બચાવ કરજો, મારૂં ભલું કરજો. જો આ મારી અંતની વખતે, મરણ સમયે આવશો નહિ તો પછી કોને મદદ કરશો ? હે હરિ મારી મશ્કરી થશે (ને) હે પ્રભુજી, તમારો વિશ્વાસ ઊઠી જશે ૧૦

કાચબાની સ્તુતિ સાંભળીને-- શ્રીકૃષ્ણજીએ દયા કરી પુષ્કળ વર સાદ મોકલ્યો ભગવાને કાચબો તથા કાચબીને એ રીતે બળતામાંથી બહાર કાઢયાં. ભોજો ભગત કહે છે કે જેને પ્રભુ ઉપર પુરો વિશ્વાસ છે તેને ત્રિકમજી મુશ્કેલીમાંથી ઉગા રશે. ૧૧.

બોધ. (૧) પ્રભુ પર દઢ વિશ્વાસ રાખવો ને દુઃખ આવે તો તે પણ મુંગે મોઢે સહન કરવું. ભકત ઉપર તે દુઃખ પાડી કસોટી કરી જુએ છે, ને સાચો ભકત જણાય તો તેને તારે છે તથા તેની સાથે જે હોય તેનો પણ ઉદ્ધાર કરે છે. (૨) સ્ત્રીઓ અથવા તેના જેવા અજ્ઞાન મનુષ્યો ધીરજ જતી રહે એવું ગમે તેમ કહી નાખે તોપણ તેથી ડગવું નહિ, તેમજ તેમનો તિરસ્કાર પણ કરવો નહિ; પણ તેમને પ્રભુ પર પ્રીતિ થાય એવો બોધ કરતાં કહેવું કે નિર્દોષ જીવની પવિત્ર પ્રાર્થના પ્રભુ ઝટ સાંભળે છે.

## પાઠ ૭૬.

સ્નેહનાં=ખરા હેતનાં

સ્મરણ=સંભારણાં; યાદગીરી

સુંદર=આનંદ આપે એવાં; રાજી કરનારાં

મધુર=વહાલાં લાગે એવાં

વહાલાં લાગે=ગમે

અપાર=ઘણાંજ; અત્યંત

વંદન=નમન

વારંવાર=ફરીફરી

નીતરાવે=તરબોળ કરી નાખે

રીઝાવે=રાજી કરે

રસબોળ=રસથી છલકાતા
મસ્ત=નિર્ભય; બહાદુર
રસછોળ=રસનાં મોજાં
રસાયન=તાકાદની દવા
સાર=(૧) જોર (૨) નક્કી (૩) તત્વરૂપ; શ્રેષ્ઠ
રસાયનસાર=રસાયનોમાં સારરૂપ
રમ્ય=રમવા લાયક; આનંદકારી
ભવ્ય=હમદબા ભરેલાં
સુર=અવાજ; શબ્દો
પ્રિય=વહાલા
જનના=માણસના
લલિત=(૧) મીઠો (૨) કવિનું નામ છે
લલકાર=રણુકો; ટહુકાર
અકલ=કળાય નહિ એવા
રસકણિકાએ=રસનાં રજકણો વડે
આકાર=મૂર્તિ; છબી
રસઘેલાં=રસ ઝીલતાં ને રેલતાં ભાન ભુલેલાં
અવતાર=જન્મારો; જિંદગી
લલિત=જન્મશંકર મહાશંકર બુચ એ કાઠિઆવાડનું બુલબુલ. જીવનના ભૂતપૂર્વ પ્રસંગો અને નવનવા અનુભવો પોતાની મિઠાશ ભરી વાણીમાં અને સુંદર રાગમાં ગાઇને સાક્ષર–નિરક્ષર સર્વને રસમાં તરબોળ કરી નાંખે છે. મનુષ્યના સ્નેહનું સંભારણું કેવું મીઠું હોય છે. રસિક માણસો તે કેવી રીતે યાદ રાખે છે, યાદ કરતાં વાર રસકણિકાઓ વડે તે સ્નેહીનો રસાકાર રચી તેને કેવી રીતે બોલાવે છે, તેની પાસે વાણી ઉચરાવે છે અને એમ કહેતો કહેતો, અરે પોતે રસ સાગરમાં તરબોળ થતો, તેની સાથે રસછોળ ઉછાળતો સ્નેહનાં સ્મરણને પોતાના જીવન આધાર રૂપે વર્ણવતો કવિ ઘડીકવાર વાચકને આ દુનિયાનું ભાન ભુલાવી આ સૃષ્ટિનું સ્વર્ગીય જીવન ચાખતો કરી મૂકે છે.

**સમજુતી**-સુંદર અને મધુરી વહાલાંનાં વહાલની યાદગીરીઓ અત્યંત વહાલી લાગે છે. ખરેખર, અપાર

વહાલી લાગે છે. તેને વારંવાર વંદન હોજો; કેમકે હેતની યાદ-ગીરી ખરેખરી અમૃતના રસની ધારા છે. વળી તે—

રસમાં નવરાવે છે, તેમાં તરબોળ કરી નાખે છે, રસ ઝબકોળ જાય એટલી રાજી કરે છે. બહાદુર, નિર્ભય બનાવી રોજ ગેલ કરાવે છે. (શરીર નાચે કૂદે છે, તે) અંતરમાં રસમોજાં ઉછળાવે છે. (૧) સ્નેહનાં સ્મરણ એ રસાયનોમાં સારરૂપ (શ્રેષ્ઠ) છે. (૨) નક્કી, સ્નેહનાં સ્મરણ એ તાકાતની દવા છે. [તાકાતની દવા ખાધાથી જોર નું ભાન ત્યારે ઉંચે ઉછળવાનું મન થાય છે, તેમ સ્નેહ સ્મરણનાં રસાયનરૂપી અમૃતરસધારા પીધે મસ્ત બનાય છે; ને નિત્ય નચાય છે, ત્યારે રસછોળ ઉછળી ઉછળીને બહાર પથરાય છે] (૨)

સ્નેહના ઘુઘવાટારૂપે આનંદકારી પ્રસંગો લહેજાભર્યા પોતાના હેતાળનાં ભણકારા આ પણામાં ભરી દે છે. ઘડીકમાં તે, વહાલાં જનનાં સુંદર શબ્દોની ગર્જના કરે છે (તે દ્વારા) અંતઃકરણમાં તે સ્નેહીના અવાજનો (૧) મીઠો રણકો ઉપજાવે છે. (૨) લલિત કહિ કહે છે કે અહો! કેવો મઝાનો તે રણકો. ખરેખર, સ્નેહના સ્મરણનો રણકો નહિ કળાય એવોજ છે. (૩) [કવિ ઉચિત ક્રમે ઘુઘવાટાથી રણકારની, સુંદર અવાજની કલ્પના રજુ કરે છે.

આ પ્રમાણે શબ્દ પછી સ્પર્શ (રૂપ, રસ ને ગંધ)ના તબક્કામાં ઉતરતાં સ્નેહીજનનાં સ્પષ્ટ અવાજ સંભળાવી તેની છબી અથવા મૂર્તિ કલ્પાવે છે—અને તે વળી રસકણિકાનીજ બનેલી; આવા હૃદયને વહાલી મૂર્તિનું રૂપ બરાબર ઓળખાય એવું થતાંજ કવિ તેની સાથેની તન્મયતા, સ્નેહનું ચોથું પગથીઉં ચઢાવી રસપેલાં બનાવી દે છે]

રસની રજકણો વડે એજ સ્નેહીનો કંઈક આકાર બને છે.

એને રસ ઝીલતાં ને રેલતાં ભાન ભુલેલાંઓ. (૧) પોતાની પાસે બોલાવે છે. (૨) એની પાસે વાણી ઉચ્ચરાવે છે. (એ આકાર સાથે એકનાર થતાં દેહભાન ભૂલી) (૧) પોતે એવો રસ અવતાર બને છે. (૨) સ્નેહનાં સ્મરણુથી એવો સ્નેહીનો રસ અવતાર જન્મે છે. સ્નેહનાં સ્મરણુ એજ (બેઉને જોડી રાખનારો) એક આધાર છે. (૧) એ જતાં પેલી મૂર્તિ અદ્રસ્થ થાય છે અને રસ–અવતાર–જન્મ નષ્ટ થાય છે. (૨) ખરેખર, જીવનમાં (આનંદ આપનાર) સ્નેહનાં સ્મરણુજ એકલાં આધારરૂપ છે. (સ્નેહનાં સ્મરણુ રહે છે તેથીજ જીવવું ગમે છે. ને જીવન નભે છે. એવો ભાવ આ કાવ્યમાં છે.)

પાઠ ૭૯મો.

કવિ નાનાલાલ વિષે પાઠ પરમામાં કેટલીક વિગતો દર્શાવી છે. એ ઉપરાંત આ કાવ્યમાં કવિએ હૈયા રૂપી ક્યારીમાં ફૂલવાડી ખીલેલી કલ્પી (વસંતની પધરામણીના આવા અવસરે) પોતાના પ્રિયતમ રાજ, પતિ, ઈશ્વરને વસન્ત મ્હાલવા આમંત્રણતા હોવાની છાયા આણી છે. પોતામાં પૂર બહારમાં ખીલેલો વસન્ત ઉભરાઇ, ઢોળાઇ, વેડફાઇ જતો હોય ને તે ઝીલવાને જાણે મસ્ત હૃદયે પોકાર થતો હોય એવો ભાવ છે. આ કાવ્યમાંના 'વસન્ત' શબ્દને 'કુસુમ' શબ્દ પ્રયોજી 'સરોજીની' નાટકમાં ગાયન તરીકે પસંદ કરાયું છે. કળીઓ આંખમાં ઉઘાડીને ફૂલ થઇ ગયાં; હવે જો તે વધારે વખત પડી રહે તો ચીમળાઇ, કરમાઇ ભોગવવા લાયક ન રહે માટે ઝટપટ બસ, લઇ લ્યો, એમ દર્શાવાયું છે. કવિએ 'ફૂલ' ના અર્થમાં કોઇપણ શબ્દ વાપરી કાવ્યને સંકુચિત ભાવના વાળું નથી કર્યું, પણ 'વસન્ત' શબ્દ મૂકી સર્વ પ્રકારે તેની મઝા લુંટાય અને મુખત્વે એનો બહાર

ફૂલ દ્વારા અનુભવી લુટી શકાય એમ ફલિત કર્યું છે. મારી ક્યારી એટલી બધી ફુલીફાલી છે, કે તેનો સોહાગ, પરિમળ લેવા, ભોગવવા દેવ દેવીઓ પણ આવે છે, તો તમે રહી જાવ એ મને નથી ગોઠતું. માટે 'લુંટો એ લુટો જેવી મસ્તી ભરી ભાષા કવિએ છટાદર રીતે રજુ કરી છે. કોઇ જોબનવન્તી નવયૌવનાના મુખમાં તે રસિકની શોધમાં હોય ત્યારે શોભે એવું આ કાવ્ય છે. દમયંતીને વરવા માંચે દેવો પધાર્યા હતા, છતાં તે મનુજ શરીર નળ રાજાનેજ પસંદ કરતી હતી; તેવી આમાં પણ દેવ-દેવીઓ તો પરિમળ લૂટે છેજ. પણ મારે મનગમતો કોઇ રહી જાય છે તેથી કડીએ કડીએ વારં-વાર પોકારી રહી છું કે "કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો' એવો ધ્વનિ પણ સૂચિત થાય છે, ને શૃંગારરસમાં ઉતરતાં આ કાવ્ય એ દ્રષ્ટાંતને યાદ કરાવ્યા વગર રહેતું નથી.

લ્યો=મહાલો; ભોગવો; ઝીલો
ક્યારી=દેહ રૂપી ફૂલવાડી; હૈયારૂપી બગીચો.
મ્હેક મ્હેક=પસરી રહેલી સુગંધ
મ્હેકી=ફેલાઇ રહી
વીણી=પસંદ કરીને એકઠી કરેલી
નેત્રમાં=આંખમાં
ઉઘાડી=વિકસાવી: ખીલાવી.
હઇડે=હૃદયમાં
લલાટે=કપાળમાં
વધાવી=પ્રેમપૂર્વક ચઢાવી.
સોહાગ=શણગાર; પરિમળ
બંસરી=વાંસળી

**સમજુતી**–હે રસિકરાજ, હૃદયરાજ, સર્વેશ્વર! વસન્ત ઝીલો, વસન્ત ભોગવો, વસન્તમાં મહાલો, મારા શરીરરૂપી બગીચામાં, મારી હૃદય રૂપી વાડીમાં બધે સુગંધ, સુગંધ, પસરી રહી છે. કોઇ વસન્ત લૂટો, વસન્ત ભોગવો, વસન્તની મોજ માણો. (૧)

હે રસિકરાજ, મનના માલીક! પસંદ કરીને એકઠી કરેલી સારામાં સારી પુષ્પકલિકાઓ મેં આંખમાં ઉઘાડી છે. (મારી કોમળમાં કોમળ આંખ વડે મેં ફૂલની કળીઓને વિકસાવી છે. એને હાથ વડે નથી ખીલવી; કેમકે હાથમાં તો કંઇએ કડવુતા રહેલી છે. વળી ડાળી પરજ જો ખીલવા દઉં તો રખને કોઇ ભ્રમર ભોગવી જાય; માટે જતન કરીને કળીઓ હતી ત્યારથી પસંદ કરી કરીને વીણી આણી છે ને તે કાળજી પૂર્વક ખીલાવી છે) પછી તેને મારા હૃદયે તથા કપાળે પ્રેમપૂર્વક ચઢાવી છે. (મેં તેને તમારીજ (મીલનની) આશામાં તમારૂં રહેવાનું સ્થાન જે મારૂં હૈયું તેમાં-હૈયા સરસી ચાંપી છે, પછી તેને, આપ મારા શિરછત્ર, માથાના મણી ને લલાટનો કુંકુંમ રેખાના આધારરૂપ હોવાથી મારૂં શ્રેષ્ઠ અંગ જે માથું તેમા તમારી હયાતીનું નિશાન (ચાંદલો) કરવાના સ્થાન લલાટે ચઢાવી છે, માટે બસ, પધારો ને હે સ્વામિન્) વસન્ત લુટો, વસન્ત ભોગવો, વસન્તની મોજ માણો. (૨)

હે રસિકવર, હૃદયરાજ! એ મારી જીવનકળાનો પરિમળ લેવા, એનો શ્રૃણગાર પોતાના અંગે શોભાવવાની અભિલાષામાં દેવદેવીઓ પણ આવે છે. (પણ તમારીજ રાહ હું તો જોઇ રહી છું. તમારા આગળ દેવદેવીઓ ને પણ હું વિસાનમાં ગણતી નથી; કિંવા દેવદેવીઓ આવ્યાં, પણ તેનાએ અધિપતિ તમો હજુ કેમ આવ્યા નહિ? એ આવલાંઓ મીઠી મધુરી સ્નેહની વાંસળી વગાડી રહ્યાં છે. (હવે હું, મારી ક્યારી, મારી ફૂલવાડી, મારી જતન કરીને વણેલી વિકસાવેલી કળીઓનાં પરિમળ યુક્ત પુષ્પો, એનો શ્રૃણગાર લેવા પધારેલાં દેવદેવીંઓ અને મીઠી બંસરીનો સૂર બધું હાજર છે, ફક્ત આપનીજ ખોટ

છે માટે પધારો, પધારો,) વસન્ત લૂટો, વસન્ત ભોગવો, વસન્તની મોજ માણો. (૩)

( આ કાવ્યમાં 'રાજ' પછી 'કોઇ' શબ્દ વાપરેલો છે તે બીજા કોઈ નહિ, પણ (આ કાવ્યદ્વારા માંગણી કરનાર) જો ભરત યુવતી હૃદય ન હોય ને ભરત (સ્ત્રી) પુરુષનું હૃદય હોય તો અંતર્યામિ દેવ દેવીઓથી શ્રેષ્ઠ પ્રભુજ છે. તેમનીજ આમાં આરાધના સર્વોપરી સમજાવવાની છે.)

# પાઠવાર અઘરા શબ્દો તથા જોડાક્ષર.

પાઠ ૧. એડ્વર્ડ. જ્યૉર્જ. વિકટોરિઆને. મરણક્રિયા. કૌતુકથી. શિલિંગ. કોશીશ. ક્રિકેટ. ઉશ્કેરાયું. બ્રિટિશ. તંદુરસ્તી. પાઠ ૨. વિખૂટા. ઉજ્જયિની. શિપ્રા. વિશુદ્ધ. મહાકાલેશ્વરને. ગરીબાઈ. ખોઇું ખૂટશે. ઝૂડની. છૂટકો. પાઠ ૩. સિસોદીઆ. ઇનસાફી. ઓદ્ધા. શુરાતન. દેશાભિમાન. શૌર્ય. પાઠ ૪. હઠયો. ફૂલપાટ. તમ્મર. નિમકહલાલ. પાઠ. ૫. હલદીઘાટની. સ્નેહાળ. પુરુષથી. બિકાનેર. પૃથુરાજ. રજપૂત. મુશીબતોમાં. અતિકંગાલ. પત્થર. નિભાવી. પાઠ. ૭ ટૂકા. સૂપડા. સૂંઢ. રણશીંગડું. હથિયારની. ચૂડા. ચપ્પુના. પાઠ ૮. જૂના. જોદ્ધાઓ. તવંગર. શોભિતી. હોદ્દો. બુદ્ધિ. યાદદાસ્ત. રમતી-

આળ. <u>પાઠ ૯.</u> ઇબ્રાહીમ. શીશીના પારદર્શક. ચૂનો. છિદ્રમાં. <u>પાઠ ૧૦.</u> ગંદકી. કટ્ટો. છિદ્રાળુ. કૃષ્ણા. છૂટાં. <u>પાઠ ૧૨.</u> ગરુડ. મોજૂદ. ફૂટ. પિળાશ. સૂર્યના. ચકચકિત. બંધિયાર. <u>પાઠ ૧૩.</u> તારાલક્ષ્મી. નુકસાન. મંદવાડના. પરિણામ. ભૂત. વિશ્વાસ. <u>પાઠ ૧૫.</u> અશ્વપતિ. ધર્મિષ્ઠ. સાવિત્રી. દ્યુમત્સેન. સત્યવાન. હાનિકારક. સત્યવાદી. વર્ષ. પૂરૂં. ટુંકું. મક્કમ. આશીર્વાદ. સાવચેત. <u>પાઠ ૧૬.</u> છૂટો. ચહેન. ઊંઘી. અત્યંત. દુઃખી. પૂંઠે પૂંઠે. પતિવ્રતા. તથાસ્તુ. પ્રસન્ન. પતિપત્નીએ. <u>પાઠ ૧૭.</u> ઝુમ્મર. પોટાશ. ભઠ્ઠીમાં. ભાંયતળીએ. ઉત્તમ. <u>પાઠ ૧૮.</u> સસ્તું. નિભાવ. ખુશ. નિર્દોષ. નિર્દય. શોભિતો. રૂઆબ. અનહદ. અજાયબ. <u>પાઠ ૨૦.</u> લલિતા. મંદવાડને. પથારીવશ. બિંબ. નિહાળીને. ઘંટડીનો. રણકારો. કાંતિને. આબેહૂબ. સ્થિતિ. તદ્દન. મિષ્ટાન્ન. તુચ્છ. સ્વતન્ત્ર. <u>પાઠ ૨૧.</u> હરિશ્ચંદ્ર. ત્રિશંકુ. રોહિત. વસિષ્ઠ. પુષ્કળ. મુકાવું. ગૂમ. વિશ્વામિત્ર. મિજાજ. વસ્ત્ર. વછૂટી. શબ. મુનિએ. <u>પાઠ ૨૨.</u> દેરાએ. પૂરતું ક્રૂરડયો. કલ્પાંત. ચુકવ્યા. બિહામણો. વિષ્ણુએ.

દર્શન. પ્રસન્ન. કસોટીમાંથી. તત્કાળ. પાઠ ૨૪. ઘાત-ક્રીપણું. સખ્ત. ઉપરિ. બંદોબસ્ત. સાક્ષી. સંતોષ. ન્યાયાધીશે. શિક્ષા. પૂછ્યું. છૂપી. ઠેરવ્યો. બિનગુનેગાર, કડીઆળી. જૂઠું. ખૂટ્યું. હમેશ. પાઠ ૨૫. ઇંદ્રિય. સ્પર્શનું. જ્ઞાન. જ્ઞાનતંતુ. હૃદય. સ્વચ્છ. અન્નનળીમાં. પિત્ત. આંતરડાં. પાઠ ૨૬. પિછોડી. ફીત. સાટીન. સિવડાવાય. પીતાંબર. મજબૂત. સેંતુર. પુષ્ટ. ઈયેળનું. કોશેટા. વિટાળ્યા. દહેરાદૂન. કાશ્મીર. મ્હૈસૂર. દિવેલીનાં. પાઠ ૨૮. હઝરત. મુહંમદ. કીમતી. હિંમત. છટા. જૂઠાણા. તિરસ્કારતા. ઉત્સાહથી. ખૂન. ખિલાફત. પાઠ ૨૯. પત્ની. શિયળ. સ્વતંત્રતાથી. કબૂલ. સિક્કો. પરબીડીઆ. સરનામું. તિરસ્કાર. પાઠ ૩૦. તરકટ. યુક્તિ. મધ્યસ્થ. નિમાયો. ઉઠાડી. ઘાયલ. વિદ્વાન. વિદ્યાને. ઉત્તેજન. જિંદગી. ભાષણથી. પાઠ ૩૧. અભિમન્યુ. અર્જુન. સુભદ્રાનો. શ્રીકૃષ્ણનો. જન્મારાનો. વિરાટ. છૂપે. ઉત્તરા. શિષ્ય. વિદાય. શિષ્યા. ઉદયાચળ. યુદ્ધ-ક્ષેત્રના. ગોઠવણ. યુક્તિથી. પૂરો. નિર્વંશ. પિયેરથી. સ્વામી. ક્ષત્રિયાણીને. પાઠ ૩૨. શલ્ય. યોદ્ધાઓ.

દુર્યોધન. લક્ષ્મણને. વીંધી. જયદ્રથે. સારથિનું. નિરાધાર. ખુંનસ. શમાવ્યો. પાઠ ૩૪. વાંકુંચુકું. હાડપિંજર. ગાંઠાગાંઠાવાળાં. જોડાયેલાં. ગુંછળું. ભીંગડાં. સ્થિર. વિચિત્ર. દેડકાં. ખિસકોલી. પાઠ ૩૫. રિવાજ. મૂર્ખ. વિદ્યાભ્યાસ. મજબૂત. તદ્દન. વિધવા. પુનર્લગ્નનો. કમકમાટ. નાબૂદ. મુશ્કેલ. મિષ્ટાન્ન. સ્વાભાવિક. પાઠ ૩૬. સ્વર્ગવાસ. ધર્મચુસ્ત. ખિલાફત. જિંદગી. નિકાહ. ચાત્રીઓનું. ધર્મિષ્ઠ. સ્નેહાળ. પાઠ ૩૮. ઝુંપડાં. ઈંગ્લંડમાં. જર્મનિમાં. ચોકખી. મહેસૂલ. જિલ્લા. નિકાલ. મુકદ્દમા. કલેક્ટર. માજીસ્ટ્રેટની. ડેપ્યુટિ–કલેક્ટર. ઉપરિ. ઇન્સ્પેક્ટર. ન્યાયાધીશ. પાઠ ૩૯. કમિશનર. ટંકશાળ. દરિયાકિનારો. ઉથલપાથલ. ટ્રામ. તાબૂત. સ્થાનિક. મ્યુનિસિપાલિટિ. બ્રિટિશ. પાઠ ૪૦. કૂફાના. દૂતો. પિતરાઈ. મુસ્લિમને. યુદ્ધ. પૂરો. નલવાર. ઢચુપચુ. યુક્રેટીસ. બખ્તાના. પાઠ ૪૧. છૂંદી. મુહર્રમ. સંદેશો. વિલાપથી. ઘોડેસવાર. લડવૈયામાંથી. તીરંદાજો. નમાઝ. દિલગીરી. ઝૂઝ. ઘૂમ્યા. યઝીદને. પાઠ ૪૨. ઉત્તમ. મર્હૂમ. ... વિભાગ. સાહિત્યની. ... સ્વતંત્રતા.

તંદુરસ્ત. પુષ્ટ. હોશિયાર. ફળદ્રુપ. જૂની. જ્ઞાન. વીંધાં. શિયાળાના. રવીનો. સૂકી. મદ્રાસમાં. પાઠ ૪૪. જૂના. હિંદુસ્તાનની. નિષધ. બાણવિદ્યા. અશ્વવિદ્યામાં. સત્યવાદી. પવિત્ર. વિદર્ભ. ઝંખના. આતુર. તાજૂબ. જુગટું. સજ્યું. સ્વયંવર. દમયંતીનાં. અગ્નિ. દૂત. સંદેશો. અજુગતું. સ્વાર્થ. નિરાશ. ઇંદ્રસેન. ઇંદ્રસેના. પાઠ ૪૫. કલિ. દુઃખી. પુષ્કર. જુગતું. પવિત્રતામાં. કબૂલ. શરત. ઢંઢેરો. પિટાવ્યો. ઓઢેલું. પિયર. રિબાતાં. સટકી. પાઠ ૪૬. કર્કોટક. ઋષિના. તદ્દન. આશ્ચર્ય. અયોધ્યાના. ઋતુપર્ણને. શિખવશે. શિખવજે. ગૂમ. બ્રાહ્મણે. સારથિ. સ્વયંવર. આંસુની. પાઠ ૪૮. તાબૂત. તાજિયાં; હિજરત. યાદગીરીમાં. હિજરી. યુફ્રેટીસ. યુદ્ધ. મુહર્રમ. ગણ્યાગાંઠ્યા. ભાવિક. દિલગીરીમાં. તિમુરલિંગે. ઠંડા. ધર્મચુસ્ત. ગમગીનીમાં. શુરાતન. પાઠ ૪૯. શિક્ષક. પદાર્થ. પત્થર. યન્ત્ર. ગૅસ. ઑક્સિજન. નાઇટ્રોજન. તંદુરસ્તીને. પ્રગટાવેલા. અગ્નિ. પાઠ ૫૦. શ્વાસમાંથી. ચોક્ખી. ગિરદીમાં કાર્બોનિક ઍસિડ ગૅસ. છિદ્રેમાંથી. પાઠ ૫૧. ભિ-

ખારણુ. ભાગ્યદેવીના. ગેરઇનસાફ. કલ્લોલ. ચિથરેહાલ. સંતોષ. સંતોષી. હમેશ. ફસકયું. પાઠ ૫૩. ક્રિયા. ઉમર. મહીનાનું. કુસ્તી. પ્રાર્થના. દસ્તુર. પૂરેપૂરી. શાંતિ. શેત્રંજી. ખુરસી. અહુરમઝદે. પર્વદૈગારે. જરસ્થોસ્તનો. વિંટળાય. વિંટાળે. આશીર્વાદ. તંદુરસ્તી. બખ્શીસો. મિજબાની. પાઠ ૫૪. રક્ષણનું. જંતુને. શ્વાસ. ઢાંકણવાળા. ટૂંકું. મજબૂત. છિદ્ર. સખ્ત. પાઠ ૫૫. શિખવવું. સજ્જડ. પૈંડામાં. ચોંટી. ફૂટ. સૂજ્યો. ઉદ્યોગી. ચોક્કસ. પાઠ ૫૭. પેન્સિલના. પુષ્કળ. ચપ્પુના. સૂંઠ. કપૂર. સ્થિતિમાં. સ્થિતિસ્થાપક. સિલોનમાં. બૂનના. બ્રહ્મદેશ. સહુથી. પાઠ ૫૮. સિદ્ધરાજ. મીનલદેવી. વિદ્યાનો. પંડિતોને. ગુરુ. વિદ્યાર્થીઓને. હેમાચાર્ય. શ્રીપાદ. ધર્મિષ્ઠ. નીતિની. અચલેશ્વર. અર્પણ. ધર્માદાના. સૂચના. યશોવર્માએ. અણહિલવાડમાં. સહસ્રલિંગ. સૂએ. ભાંય. કટાર. અયોધ્યાના. પાઠ ૫૯. વિવાહ. રાખેંગાર. પતિવ્રતા. કબૂલ. ચિતા. જન્મારામાં. વિદ્વાનોને. વ્યાકરણનું. પરીક્ષા, મંજૂર, રાજચિહ્ન, સદ્ગુણો. પાઠ ૬૦. લગ્નક્રિયા.

જ્યોતિષને, જન્માક્ષર, સંજાનમાં, પ્રસંગે, માંડવ-સરો, સ્નેહીઓ, નાળીએર, પિછોડી, વિંટાળે, ધૂપ, સ્ત્રીપુરુષો, આશીર્વાદ, સાક્ષી, લગ્નપત્ર, પાઠ ૬૧. ખિસ્સાડી, કબૂતર, પીંછાં, સુશોભિત, ગુચ્છામાં, ટૂંકા, મજબૂત, આળસુ, ઉદ્યોગી, પાઠ ૬૩. અવયવ, વિકાસને, હિતને, ઉત્પન્ન, ભૂષણ, બલિહારી, વિચિત્ર, ઈંદ્રિય, પૂજામાં, અત્તરોનો, અત્તરદાનીમાંથી, પાઠ ૬૪. શતપત્ર, રમણીય, બિડાઈ, સૂર્યકમળ, ચંદ્રકમળ, સૂર્યમુખી, વિકાસ, પોષાય, કેશર, ચિમળાઈ, ઢાંકણને, પાઠ ૬૫. ઈંડાં, ઈંદ્રિય, ચૂંઈ, બિહામણું, ફૂટ, લિસ્સાશ, પૂંછડીનું, સુસ્ત, ડૂબકી, પાઠ ૬૬. સપાટાબંધ, ઉત્પત્તિ, પ્રદેશમાં; પુષ્કરના, વર્ણવાએલી, ઝૂંપડું, દટાએલી, ખૂબ, પાઠ ૬૭. કોરાંકટ્ટ, ચૂલાની, નરહરિ, સૂરજની, છિદ્રાળુ, શિઆળામાં, ઊંચે, ચાહેદાનીના, દરિયામાં, હમેશ, પાઠ ૬૮. ઠંડકથી, પૃથ્વીથી, મથાળે, સખ્ત, દસેક, બિંદુનાં, પાઠ ૭૦. દોખમું, અગ્નિ, અપવિત્ર, નિકાલ, દૂર, બિલકુલ, વિંટાળી, ઘેસારણું, ક્ષણિક, હમેશ, નીતિમાં, અધ્યારૂઓ, છૂટું, સુવાડયું,

બંદગી, અગિયારીમાં, ઉઠમણાનો, દિલાસો, તિથિએ, ધર્મક્રિયા, પાઠ ૭૧. વનસ્પતિ, પૂરેપૂરો, ચૂસી, શિયાળો, વસંત ઋતુ, કઢંગી, પાઠ ૭૨. ઉત્પન્ન, ભાંચ, પૂરેપૂરૂં, સ્વાદિષ્ઠ, તબીયતને, ઠળીઆ, તંદુરસ્તીને, લીંબુ, :પીશીઓ, શરબત, ભૂખ, સૂકાં, વટાણા, પુષ્ટિકારક, પાઠ ૭૩. નાળીએર, ઢાંકણુ, છૂટું, રાચતું, પૂરતું, પોષણુ, ઊગવાની, કિવનાઇન, જાના, સંગ્રહમાં, પાઠ ૭૪. કિનારે, કેળવણીમાં, સુતર, અહમદાબાદ, બાંધણીની, ભદ્ર, મુગલસત્તા, નિશાનીમાં, પેશ્વા, અહિંની, કંટાળ્યો, ધૂળથી, ગંદું, સૂકું, ગર્દાબાદ, બિમારિસ્તાન, જહાનમાબાદ, વૃક્ષોની, નકશીદાર, કરિયાણાં, વર્ણન, મજબૂત, સુદ્ધાં, મસ્જિદો, પાઠ ૭૫. વિશાળ, મસ્જિદો, સંગીનતા, પ્રસિદ્ધ, મદ્રાસ, કલકત્તાને, ભરચક, પૂરા, હિંદુસ્તાનમાં, સ્ટેશન, ભવ્યતાનાં, ચિહ્ન, ભૂંગળાં, ટોડા, ભૂલેશ્વર, ધ્યાન, રમણીય, દર્શન, ઘડીઆળ, પુસ્તકાલય, વર્નાક્યુલર, સોસાયટિની, સાહિત્યની, વૃદ્ધિ, પુરુષશિક્ષકોને, આસ્તોડીઆની, પ્રાર્થનામંદિર, સ્વામિનારાયણનું,

મંદિર, હઠીસિંગનું, નીલકંઠ, નદીકિનારે, શાહજહાન, પિછોડી, સાહસિક, વિશેષ, દુધેશ્વર, સપ્તર્ષિ, ધંધુકા, પ્રાચીન, વૌડામાં, કાર્તકી, પાઠ ૭૭. અહિંથી, માઇલ, દિલ્હીના, શાહબુદ્દીન, કુતુબુદ્દીને, સૂર્યપુર, ગોવળકોંડા, દિલ્હી, કોંકણ, કોટસફીલ, ધામધૂમથી, હૈદરાબાદ, ઔરંગાબાદ, ફિરંગી, ફ્રેંચો, ઑફિસ, ફિરોઝ તઘલખે, પોર્ટુગીઝ, સત્તરમા, પાઠ ૭૮. સંસ્થાનો, તદ્દન, નિરાધાર, ઝાહોઝલાલીની, સંતોષી, સાહસિક, ઉપરાઉપરિ, ઊંચો, ઘડીઆળનો, બૅંકની, સ્કૂલ, વિક્ટોરિઆ, હસ્પિતાલ, રમણીય, બુદ્ધિશાળી, રસિક, સ્થપાઈ, સંસ્કારી, અહિં, સૂતર, જન્માષ્ટમીનો, અશ્વિનીકુમાર, ગુપ્તેશ્વર, ફૂલપાડા, વૈષ્ણવનાં, મંદિર; સ્વામિનારાયણનું, દર્શન, કાંતારેશ્વર, શ્રાવણ, જિલ્લામાં, સિદ્ધનાથ, સિદ્ધરાજ જયસિંહે, બોધાન; ગૌતમેશ્વર; દરિયામાર્ગે; કાઠિયાવાડ; દરિઆકિનારે, ટીથલ.



મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો. કૃત.

# પુસ્તકોની યાદી.

## વર્નાક્યુલર ટેક્સ્ટ બુકસ રીવિઝન કમિટિએ તૈયાર કરેલી ચોપડીઓના અર્થ.

| | | | |
|---|---|---|---|
| પહેલીના અર્થ | ૦–૨–૬ | છઠ્ઠીના અર્થ | ૦–૯–૦ |
| બીજીના અર્થ | ૦–૪–૦ | સાતમીના અર્થ | ૦-૧૦-૦ |
| ત્રીજીના અર્થ | ૦–૫–૦ | કન્યા ૧લીના અર્થ | ૦–૪–૦ |
| ચોથીના અર્થ | ૦–૭–૬ | કન્યા ૨જીના અર્થ | ૦–૫–૦ |
| પાંચમીના અર્થ | ૦–૮–૦ | કન્યા ૩જીના અર્થ | ૦–૭–૦ |

બાળબોધની નોટ બે આના.

## બ્રિટિશ ત્રિવેદિ વાચનમાળાના અર્થ.

| | | | |
|---|---|---|---|
| પુસ્તક ૧લા અર્થ | ૦–૪–૦ | પુસ્તક ૫માના અર્થ | ૦–૮–૦ |
| પુસ્તક ૨જાના અર્થ | ૦–૫–૦ | પુસ્તક ૬ઠ્ઠાના અર્થ | ૦–૯–૦ |
| પુસ્તક ૩જાના અર્થ | ૦–૬–૦ | પુસ્તક ૭માના અર્થ | ૦-૧૦-૦ |
| પુસ્તક ૪થાના અર્થ | ૦–૭–૦ | | |

મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો.

શાહપોર—સુરત.